[illegible]


અનુવાદક,

ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ,

અમદાવાદ


# વિશ્વમોહિની.

પ્રથમ ખંડ


પ્રકાશક,

દિલ્હીવાળા લાલા [redacted]શનદયાળ ધરમદાસ

જુમ્મામસ[redacted]દ સ્હામે—અમદાવાદ.

# વિશ્વમોહિની

## ( પ્રથમ ખંડ )

એક ચમત્કાર પૂર્ણ રસભર નવલકથા.

અનુવાદક,

ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ.

સારંગપુર, સરકીવાડ—અમદાવાદ.

પ્રકાશક,

દિલ્લીવાળા લાલા બિશનદયાળ ધરમદાસ.

જુમામસજીદ રહામે—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ . પ્રત ૨૦૦૦

Price One Rupees. કિંમત એક રૂપીઓ.

# પ્રસ્તાવના.

શ્રી વિશ્વમોહિની નવલનો આ પ્રથમ ખંડ છે. પ્રથમ ખંડ પોતેજ સમગ્ર ગ્રંથની પ્રસ્તાવના રૂપ હોવાથી આ ગ્રંથને સ્વતંત્ર પ્રસ્તાવનાની જરૂર નથી; છતાં પ્રચલિત રૂઢિને અનુસરી કંઈક લખવું યોગ્ય ગણ્યું છે.

વિશ્વ વિખ્યાત શ્રી વીર વિક્રમના સમયમાં અંધારપટ ધારણ કરી પોતાની દેહને અદૃશ્ય કરવાની–સંતાડવાની એક અદ્ભૂત વિદ્યા હતી. જેમ જેમ એ વિદ્યાનો પ્રચાર વધતો ગયો તેમ તેમ તેમાં સુધારો વધારો પણ ઘણા પ્રકારનો થવા લાગ્યો. વધતાં વધતાં તે વિદ્યા એટલે સુધી વધી પડી કે સુપ્રસિદ્ધ મનાતા રસાયન શાસ્ત્રીઓ–રસભિજ્ઞોએ પણ તેમાં અપૂર્વ રસપૂર્વક ભાગ લેવા માંડયો.

આ નવીન વિદ્યા–રંગવિદ્યાના આશ્રયે તેના ઉપાસકો પોતાનો દેહ અદૃષ્ય રાખવા ઉપરાંત, ઇપ્સિત્ સ્વાંગ ધારણ કરી જગતની આંખમાં ધુળ નાંખીઅર્થ સિદ્ધિ પ્રાપ્ત કરવાની અમોઘ શક્તિને પણ હસ્થામલકવત્ કરી શકયા. સાથે બુદ્ધિ અને નેત્રોને પણ તેમણે એવાં અસાધરણ રીતે કેળવ્યાં કે સ્હામાના સંબંધમાં માત્ર એકાદવાર આવતાંજ, બોલવા ચાલવા, ફરવા હરવા, વાતચિત કરવા વગેરેમાં અનુકરણ પૂર્ણપણે સહજમાં કરવા લાગ્યા. આ અનુકરણ તેઓ એટલી સફાઈથી કરી શકતા કે નિત્ય સંબંધમાં રહેનાર પરિચિત જનો પણ થાપ ખાઈ જતાં અને વારંવાર છેતરાતાં. આ વિદ્યાના ઉપાસક રંગીઓએ મ્હોટાં મ્હોટાં રાજ્યોની ઉથલ પાથલમાં ભાગ લઈ દિગંત

કીર્તિને વર્યાનાં ઐતિહાસિક પ્રમાણો હજી પણ કવચિત કવચિત મળી આવે છે.

ધીમે ધીમે સમય એવો આવ્યો કે, હરેક રાજ્યમાં આવા થોડા ઘણા પણ અંધાર વિદ્યા અગર રંગ વિદ્યા પ્રવિણ રસાયન શાસ્ત્રિઓ રાખવાની પ્રત્યેક નૃપતિને ફરજ પડતી. આશ્ચર્ય સ-રણું એ હતું કે, રાજ—સન્માન પ્રાપ્ત થવા છતાં આ વિદ્યાના ઉપાસકો નેકી, ટેકી અને ઇમાનદારી માટે હમેશાંજ મશહુર રહેતા. જ્યાં સુધી પોતાનો આશ્રયદાતા સ્વધર્મને અનુસરતા જણાય ત્યાં સુધી બીજેથી અનંત ગુણુ દ્રવ્ય લાભ પ્રાપ્ત થતા હોય છતાં એક રાજ્યનો રંગી બીજા રાજ્યનો આશ્રય સ્વિકારવા કબુલ થતો નહિ. તેમ ગુન્હામાં પકડાયા છતાં રંગીને કદાપિ પણ દેહાંત સજા કરવામાં આવતી નહોતી. આ કારણથી જો કે આ વિદ્યાને સર્વ કોઇ અંધાર વિદ્યા કે રંગ વિદ્યાના [illegible] થી ઓળખતું હોવા છતાં, વાસ્તવ દ્રષ્ટિએ જોતાં યથાર્થ રાજ-વિદ્યા તેજ આ સર્વમાન્ય વિદ્યાનું સત્ય સ્વરૂપ હતું.

આ વિશ્વમોહક [illegible]ના પરિણામે થયેલા અનેક ચિત્ર વિચિત્ર ચમત્કારો અને [illegible]રંગી રંગો આ વિશ્વમોહિની નવલમાં સ્થળે સ્થળે આલેખવા પ્રયત્ન સેવ્યો છે.

આખા ગ્રંથનો આ પ્રથમ ભાગ છે એમ વાચકને પ્રથમજ જણાવવામાં આવ્યું છે. દ્વિતીય ભાગ લખાઇ મુદ્રણ યંત્રમાં મૂકાયો છે. આગળ તેના કેટલા ભાગ થશે તે વાચકના વલણ ઉપર આધાર રાખે છે. આ એક [illegible]પૂર્વ વિદ્યા હોવાથી તેને પ્રસિદ્ધિમાં લાવવા તેનાં જેટલાં પુસ્તકો લખીએ તેટલાં ઓછાં છે.

આષાઢી પુર્ણીમા,
સંવત ૧૯૬૭

અનુવાદક.



# અર્પણપત્રિકા.



પરમાત્મ કૃપાપાત્ર, લક્ષ જેનું પુરૂષાર્થ,
વ્યાપારે વણિક છતા, ખ્યાતિ સત્ય માટ છે,
ઉત્તમ અત્તર તેલ, વેચ્યો કર્યા વિના ફેલ,
વાહ વાહ સંભળાય, હાટ વાટ ઘાટ છે;
યુક્તિ પ્રાધાન્ય ધરી, બુદ્ધિનો પ્રયોગ કરી,
દ્રારિદ્ર ફેડી સાધ્યો સ્વાર્થ–પરાર્થ છે,
મણીલાલ ધર્મદાસ દિલ્લીવાળાને આજ,
અર્પુ વિશ્વમોહિની વિશુદ્ધ સ્નેહ સાટ છે.



# સૂચન.

પુસ્તક શરૂ કરતા પૂર્વે નીચેની ગંભીર ભૂલો સુધારી વાંચવા વાચકને વિનંતિ છે.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૯૫ | ૧૯ | ( મણીકાન્તા તરફ. | (વસંતમાલતી તરફ |
| ૧૯૯ | ૧૩ | (મણીકાન્તાની બેડી. | (વસંતમાલતીની બેડી |

પ્રકાશક.

---

છપાય છે ! છપાય છે !

# વિશ્વમોહિની.

## ( દ્વિતીય ખંડ )

આ પુસ્તકનો બીજો ભાગ મુદ્રણ યંત્રમાં મુકાઇ ગયો છે અને થોડા વખતમાં બહાર પડશે. પ્રથમ ભાગ જેવડાજ કદમાં બીજો ભાગ પણ બહાર પડશે. પ્રથમ ખંડ કરતાં પણ વિશેષ ચમત્કાર અને રસથી પૂર્ણ બીજો ભાગ કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. રંગ વિદ્યાના અનેક હેરત પમાડનાર ચમત્કારો તેમાં દર્શાવવામાં આવ્યા છે. જલદી નામ નોંધાવો.

મળવાનું ઠેકાણું.

**દિલ્લીવાળા લાલા બિશનદયાળ ધરમદાસ.**

જુમામસજીદ સામે—અમદાવાદ.

## આઠ જાતના ઉંચા

# અતરની

## આઠ શીશીનું.

# નમુનાનાં બાકસ

### કીંમત ટપાલ સાથે ૦—૧૦—૦

કીંમત આવ્યેથી મોકલવામાં આવશે. ઉપરનાં આઠ અતર કીંમતી અને ઉમદા છે. ફકત નમુના જોવા સારૂજ જુજ કીંમત રાખી છે. નહીં તો તેની ખરી કીંમત રૂ. ૨—૦—૦ થાય તેમ છે. એકથી વધારે મોકલવામાં આવશે નહીં ને માલમ પડશે કે ફરીથી મંગાવવામાં આવ્યું છે તો તેના પૈસા પાછા મોકલવામાં આવશે. મંગાવનારે પોતાનું પુરૂં નામ, ગામ, તાલુકો, જીલ્લો સ્પષ્ટ અક્ષરથી લખવો.

નમુનાનાં બે બાકસ ફેન્સી હેર ઓઇલ અને અતર સાથે મંગાવવામાં આવે તો તેની કીંમતના રૂ. ૦—૧૩—સાથે મોકલી આપવામાં આવશે. પૈસા મનીઓર્ડરથી મોકલવા ને કુપનમાં નામ ઠામ ઠેકાણું તથા મંગાવેલા નમુનાની પુરી હકીકત લખવી, તેમ કરવાથી પૈસા ગેરવલે જવાનો સંભવ રહેશે નહીં

**સુચના**—ઘણી વખત કાગળો ગેરવલે જાય છે. કવરમાં ટીકીટ મોકલવાથી રૂ ૦)૰ાા ખરચ પડે છે અને મનીઆર્ડર મોકલવાથી રૂ ૦)— પડે છે. માટે મનીઆર્ડરથીજ મોકલવા અમારી ખાસ ભલામણ છે.

**ગિરધરલાલ [illegible] જુમામસીદ—અમદાવાદ.**

# શરબતોની યાદી.

| નામ. | | નાની બાટલીની કીમત. | | મોટીબાટલીની કીમત |
|---|---|---|---|---|
| ગુલાબ | ... | ... ૦—૬—૦ | ... | ૦—૧૦—૦ |
| અનાર | ... | ... ૦—૬—૦ | ... | ૦—૧૦—૦ |
| દ્રાક્ષ | ... | ... ૦—૬—૦ | ... | ૦—૧૦—૦ |
| લીંબુ | ... | ... ૦—૬—૦ | ... | ૦—૧૦—૦ |
| નારંગી | ... | ... ૦—૬—૦ | ... | ૦—૧૦—૦ |
| નીલોફર | ... | ... ૦—૬—૦ | ... | ૦—૧૦—૦ |
| બનફસા | ... | ... ૧—૬—૦ | ... | ૦—૧૦—૦ |
| ઉનાબ | ... | ... ૦—૬—૦ | ... | ૦—૧૦—૦ |
| શેતુર | ... | ... ૦—૬—૦ | ... | ૦—૧૦—૦ |
| જાંબુ | ... | ... ૦—૬—૦ | ... | ૦—૧૦—૦ |
| બદામ | ... | ... ૦—૮—૦ | ... | ૧—૦—૦ |

## વેપારીઓને માટે અતર.

ગુલાબ, કેવડો, મોતીઓ, ચંબેલી, હીના, જુઇ, મોલસરી, ગુલહીના, પાંદડી, અસ. માટી, સુહાગ, કેશર, મજમુઆ, શાહનાજ મુસ્કેઅંબર, ચંપો, નાગકેસર, [illegible]ગી, ગુલદાવદી વિગેરે.

**ભાવ.**

રતલ ૧ ) ના રૂ. ૧૩—૦—૦ થી ૩૦—૦—૦ સુધીના.

# ઓટોઝ યાને ઉંચાં અ-તરો.

લગભગ ચાલીસ વર્ષથી અમો આ ચીજોની બનાવટો તૈયાર કરીએ છીએ અને આ લાઇનના અમારા લાંબા વખતના અનુભવ ને લીધે શુગંધીઓ અને અતરોની સર્વોતમ જાતો બધાને અનુકુળ પડે તેવી તૈયાર કરીએ છીએ.

## અતર વિષેની સમજુતી.

૧ તાજા ફુલમાંથી જે (ઇગ્રેજીમાં) ઓટો અને આપણી ભાષામાં રૂહ કહેવાય છે તે.

૨ જે તોલા ૧) ના રૂ. ૧ થી ૪ શુધીના ભાવ છે તે ચોખા શુખડના તેલ ઉપર તાજાફુલની શુગંધી આપી તૈયાર થાય છેતે

૩ જે હલકાં અતરો વેપારીમાં જાય છે જેવાં કે રતલ—શેર ૧ ) ના રૂ. ૧૩ થી ૧૫ શુધી તે, નકલી શુખડના તેલ ઉપર અને રૂ. ૨૦ થી ૩૦ શુધી મહીશુરી શુખડના તેલ તાજા ફુલની શુગધી આપી તૈયાર થાય છે તે.

## ઉંચાં અતર રૂહે કહેવાય છે તે.

| | | | | |
|---|---|---|---|---|
| રૂહે ગુલાબ | તોલા ૧ ના રૂ. | ૬૦—૦—૦ | ૫૦—૦—૦ | ૪૦—૦—૦ |
| બસરે ગુલાબ | તોલા ૧ ના રૂ. | ૨૦—૦—૦ | ૧૬—૦—૦ | ૧૨—૦—૦ |
| ઇસ્તિબોલે ગુલાબ | તોલા ૧ ના રૂ. | ૧૦—૦—૦ | ૮—૦—૦ | ૬—૦—૦ |
| અગર જુનું | તોલા ૧ ના રૂ. | ૨૦—૦—૦ | | |
| અગર | તોલા ૧ ના [illegible] | [illegible]૦—૦—૦ | ૭—૮—૦ | ૫—૦—૦ |
| રૂહે પાંદડી | તોલા ૧ ના રૂ. | ૬—૦—૦ | ૪—૦—૦ | ૨—૦—૦ |
| રૂહે ખસ | તોલા ૧ ના રૂ. | ૬—૦—૦ | ૪—૦—૦ | ૨—૦—૦ |

દીલ્લીવાળા લાલા બીશનદયાળ ધરમદાસ—અમદાવાદ.

## ફેન્સી હેરઓઇલ.

( અત્તર જેવાં સુગંધીદાર તેલ. )

| | | | | |
|---|---|---|---|---|
| સુંદરકામિનિયા | ... | જસમીન | | |
| કેશકામિનિયા | ... | કપાસિયા | ... | કેવડી |
| કેશવહેરએ.ઇલ | ... | મોલસરી | ... | ફેમીલી |
| વસંતમાલતી | ... | મોતીઆ | ... | બેવિયા |
| કુસુમકુમારી | ... | માલતી | ... | નાગર |
| લીલાં આંમળાં | ... | નારંગી | ... | કેવડો |
| લાલ આમળાં | ... | પાંદડી | ... | ચમેલી. |
| સુખવિલાસી | ... | મોગરો | ... | રતનમણી. |
| કુસુમલતા | ... | અંબર | ... | ચંપો |
| દિલબહાર | ... | કસ્તુરી | ... | મેંદી. |
| મધુમાલતી | ... | ગુલાબ | ... | જુઈ. |
| હીરામાણેક | ... | મોહિની | ... | ખસ |
| ચન્દ્રકાન્તા | ... | દાવદી | ... | હીના |

કીંમત માટે ખુલાસા પત્રમાં જુઓ.

## ઉંચાં અત્તરો.

| | |
|---|---|
| રૂહે ગુલાબ. | અગર |
| બસરે ગુલાબ | રૂહે પાંદડી |
| દસ્તબોલે ગુલાબ | રૂહે ખસ |
| અગર જુનું | |

વધુ વિગત તથા કામ માટે ખુલાસાપત્રની અંદર જુઓ.

# ચાલુ સુગંધીદાર તેલ.

આ તેલ ખુશબોદાર છે અને વાળને શોભિતા સુંવાળા અને રેશમ જેવા બનાવે છે તથા માથાને ઠંડક આપે છે.

## તેલનાં નામ.

| | | | | |
|---|---|---|---|---|
| આંબળાં. | નાગોર. | બેલિયા | ગુલાબ | મજમુઆ. |
| હીના. | નાગર | નગોડિયુ | જુઇ | મોતિયો |
| મેંદી | ચંપા | મોગરા | કપાસીયા | મસાલાનું |
| સુહાગ | ચંબેલી | નારંગી | બદામ | લાખુ |

ધુપેલ, અલસી, અને ખોપરેલ, સુખડનું પણ મળે છે.

## ભાવ.

| | ગારઔંસ | બારઔંસ | ચોવીસઔંસ |
|---|---|---|---|
| શીશી ૧) ના | ( પાવલુ ) | પૈન્ટ | બાટલી. |
| કીંમત............... | ૦—[illegible]—૦ | ૦—૮—૦ | ૧—૦—૦ |
| ધુપેલ. ........................... | | ૦—૬—૦ | [illegible]—૮—૦ |
| અલસી........................... | | ૦—[illegible]—૦ | ૧—૦—૦ |
| ખોપરેલ.................................... | | | ૦—૧૨—૦ |

આ માલ ફકત રેલવે રસ્તેજ મોકલવામાં આવે છે.

---

## મસાલાનાં સુગંધી તેલો બનાવવાની રીત

પડો પાહડી, સુગંધીવાળો, મલબારી સુખડ, નખલા, ધહુલા કોડિયો લોબાન, બાલછડ, છડીલો ઉપલેટ, નાગરમોથ,. કપુરકાચલી, અગર, તગર, રતાંજલી, મુસ્ક, જાયફળ, જાવત્રી મરવો, અને કપુર એ ચીજોને થોડી પાણીમાં ભીંજવી સાફ અને પાતળા પાડેલા

મીઠા તેલ ખોપરેલ કે કપાશિયા વગેરેના તેલમાં તે સુગંધી મેળવી દેગમાં નાખી ચુલ્હે ચડાવી પાણી બળી જવા દેવું, જેથી મસાલાનું સુગંધી તેલ તૈયાર થાય છે.

( વિશેષ માહિતી મેળવવા માટે ઇચ્છા હોય તો '**ચમત્કારિક હુનરનો ભાગ પહેલો**' મંગાવી અનુભવ મેળવો કેમકે તેમાં અજમાવેલા હુનરોનોજ સંગ્રહ છે. )

સુગંધી તેલ બનાવવાનો સુગંધી મસાલાનો ડબો પણ બાર આનામાં તૈયાર મળે છે તે મંગાવી લ્યો. અને તેલ બનાવવાની કડાકુટ કર્યા વગર મસાલાનાં સુગંધી તેલોની મજા મેળવવી હોય તો સોહાગ—હીના—મહેરી—આમળાં—નાગર વગેરે સુગંધી તેલો મંગાવી લ્યો.

!! ॐ શ્રી !!

# વિશ્વમોહિની.

( એક રસભર નવલકથા. )*

## પ્રકરણ ૧ લું.

### કપટનું ચપટ.

ખાડા ખોદે તે પડે, નિદોષી બચ્યો જાય,
કપટ ચપટ થાતું સદા, ખુલ્લો જગનો ન્યાય.

શ્રી સૂર્યનારાયણ અસ્ત થવાની તૈયારીમાં છે. પશ્ચિમ વાદળ રંગ બેરંગી બની સુવર્ણ વસનને ધારણ કરી રહ્યું છે. માત્ર કંઈક કંઈક દિવસ બાકી છે. વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતી બગીચામાં આમ તેમ ફરી રહ્યાં છે. મંદમંદ વહેતો સુગંધમિશ્રિત સમીર મહેકી રહ્યો છે.

*અનુવાદક—શ્રીયુત ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ—અમદાવાદ.

ઉદ્યાન-બાગની શોભા ઓર બની જણાય છે. નાના પ્રકારનાં પુષ્પો ખીલી રહ્યાં છે. અસ્તાદ્રિએ આવી રહેલ આમ્રવૃક્ષઘટાની બહાર અને તેમાં પ્રવેશેલા સૂર્યનાં કિરણોની ચમક એક અજબ આનંદ આપે છે. સુવ્યવસ્થિત ફુલ ક્યારીઓ અને રવેશો ઉપર થયેલો છંટકાવ શીતળતા પ્રસારી રહ્યો છે. ગુલાબ, જુઈ, જાઇ, કેતકી આદિ અનેક પુષ્પ વૃક્ષો અને વેલાઓ તેમજ મોતીની ક્યારીઓ એક એકથી અધિક શોભા આપે છે. એક તરફ આવી રહેલ વિશાળ સપ્રભ મહેલ અને બીજી બાજુ તરફ આવેલ સુંદર બે બુરજીઓ શોભામાં વધારો કરે છે.

ચન્દ્રના સમાન તેજવાળી, મણીસમ શોભતી મણીકાન્તા, ચાલાક-ચંચળ હાવભાવયુક્ત ઘુમતી, રૂમતી ઝુમતી સખી વિશ્વમોહિનીનાં વખાણ કરતી, ખુશબોદાર ફુલોને તોડી એક પછી એક તેના હાથમાં મુકી તેનું રંજન કરવા અનેક ઉપાયો કરે છે; તોપણ વિશ્વમોહિનીનું ધ્યાન કશા તરફ લાગતું નથી. આખા વિશ્વને મોહ પમાડનારી વિશ્વમોહિની પોતે વિજયસિંહથી મોહપામેલી તેના વિરહથી ચિંતાતુર બનેલી છે. તેનું ચિત કશા ઉપર ચોંટતું ન હોવાથી અને મન કાંઇ પણ વસ્તુ ઉપર લાગતું ન હોવાથી તેને કોઇ પણ રીતે પ્રસન્ન કરવા અને શાંતિ આપવા તેની સખીઓ તેને બગીચામાં જબરદસ્તીથી લાવી છે.

સખી વસંતમાલતી ફુલનો છડો બનાવવાને માટે ફુલ તોડતી તોડતી માલતીલતાના ઝુંડ તરફ ચાલી ગઇ અને વિશ્વમોહિનીને લેઈ મણીકાન્તા ધીમે ધીમે ફરતી ફરતી બગીચાના મધ્યમાં આવેલા ફુવારા નજીક જઇ પહોચી, જલયંત્ર ઉપર આવી રહેલા ચક્રમાંથી નીકળતી પંચધારા જોતી સાંજ ઉભી અને થોડીવારે બોલી:—" અરે ! વસંતમાલતી ક્યાં આડી નીકળી ગઇ !?"

"આમ તેમ ફુલ વીણતી હશે." વિશ્વમોહિનીએ ઉતર વાળ્યો.

"અરે! પણ તેને છુટે પડયે લગભગ કલાક થયો."

સ્હામેથી વસંતમાલતી આવતી જણાઇ. તેને આવતી જોઇ વિશ્વ-મોહિનીએ કહ્યું:-"લે જો આ આવી."

"આ વખતે તેની ચાલમાં કંઇક ફેર લાગે છે જો!" મણીકાન્તા મનમાંજ બબડી.

વસંતમાલતી આવી પહોચી અને તેણે બનાવી લાવેલો એક સુંદર ફુલછડો વિશ્વમોહિનીના હાથમાં આપતાં કહ્યું:—"શું સુંદર છડો છે. જો આ વખતે વિજયસિંહ અહીં હોત તો તે મારાં બહુ વખાણ કરત અને મને કાંઇ બારે ઇનામ આપત."

વિજયસિંહ નામ એકાએક સાંભળતાંજ વિશ્વમોહિનીની સ્થિતિ વિચિત્ર બની. ભુલેલી વાત ફરી યાદ આવી. કમલમુખ વિલાયું. તે શ્વાસ નિઃશ્વાસ લેવા લાગી. તેની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં અને તે બડબડવા લાગી:-"ખરેખર મારા ભાગ્યમાં વિધાતાએ શું લખ્યું છે તે હું હતભાગિનીને ખબર નથી. મેં ગયે જન્મ શાંએ પાપ કર્યાં હશે કે મારે આ જન્મમાં આ દુઃખ ભોગવવું પડે છે. અરેરે પિતાને શું એ ધૂન ભરાઇ છે કે તે કહે છે-વિશ્વમોહિનીને હું કુંવારીજ રાખીશ. હવ દૈવ! વિજયસિંહના પિતાશ્રીને લગ્ન કરવાનો કેટલો આગ્રહ! પણ એ દુષ્ટ દુર્જનના પિતાએ એમને એવા પોતાના કરી લીધા છે કે બધુ ધુળ મેળવે છે. દુષ્ટ દુર્જન પોતે મને પોતાની કરવા ધારે છે." એકાએક મણીકાન્તાએ વિશ્વમોહિનીનો હાથ ધીરેથી દબા[illegible] અને તેને મૌન ધરવાને ઇશારો કર્યો. વિશ્વમોહિની સમજી અને તરતજ શાંત થઇ ગઇ અને મણીકાન્તા સાથે ફરી આમ તેમ ફરવા લાગી. ફરતાં ફરતાં મણીકાન્તાએ જાણી જોઇ પોતાનો રૂમાલ પાડી નાંખ્યો. થોડે દુર આગળ જઇ તેણે વસંતમાલતી

તરફ ફરીને કહ્યું કેઃ—"જોને બ્હેન! મારો રૂમાલ ફુવારા નજીક પડ્યો કે રહી ગયો છે?"

વસંતમાલતી રૂમાલ લેવા ફુવારા તરફ ચાલી. એકલાં પડતાં વિશ્વમોહિનીએ મણીકાન્તાને પુછ્યુંઃ—"બ્હેન તેં એકાએક બોલતાં બોલતાં મને કેમ રોકી?"

"બ્હેન! મને કંઇક શક પડ્યો છે. વસંતમાલતીના બોલવા ચાલવા ઉપરથી અને ચાળા ઉપરથી મને લાગે છે કે જાણે તે ખરી વસંતમાલતીજ ન હોય!" મણીકાન્તાએ ઉત્તર વાળ્યો અને સ્હામેથી રૂમાલ લઇ આવતી વસંતમાલતી જણાઇ.

રૂમાલ લાવી વસંતમાલતીએ વિશ્વમોહિનીને આપ્યો.

"બ્હેન વસંતમાલતી કાલે રાત્રે મેં તને જે કહ્યું હતું તે તેં કર્યું છે?" મણીકાન્તાએ વસંતમાલતી તરફ જોઇ પુછ્યું.

"ના. સખિ! એતો હું ભુલી ગઇ." ટુંકમાંજ ઉત્તર વાળ્યો.

"પણ શું કહ્યું હતું તે તો યાદ છે ને?!" પુનઃપ્રશ્ન થયો.

"હા તે તો યાદ છે." પુનઃ ટુંકો ઉત્તર મળ્યો.

"વારૂં શું કહ્યું હતું તે કહે જોઇએ કે તું બરાબર સમજી છું કે નહીં તે તો જણાય." મણીકાન્તાએ વધારે ચલાવ્યું.

ઉત્તર ઉડાવ્યો. વસંતમાલતીએ વાત ફેરવીને બીજી વાત ઉપાડી. શક વધતો ગયો અને હવે મણીકાન્તાને નક્કી એમ લાગ્યું કે આ વસંતમાલતી નથી. મણીકાન્તાને તરતજ એક યુક્તિ સુઝી. તેણે વસંતમાલતીને એક બાજુપર લીધી અને કહ્યુંઃ—"બ્હેન કાલથી મારા કાનમાં મને ઘણુંજ દર્દ થાય છે, જોને કાંઇ દુર્ગંધ તો નથી થઇ."

વસંતમાલતી ફસાઇ. તેણે તરતજ મણીકાન્તાના કાન જોવા માંડયા. બદબો આવે છે કે કેમ તે સુંઘવા લાગી. સુંઘતાંજ વસંતમાલતી ત્યાંજ બેહોશ થઇને પડી.

હવે બુમ પાડીને વિશ્વમોહિનીને બોલાવી અને વસંતમાલતીના હાલ તપાસવા મણીકાન્તાએ કહ્યું. વિશ્વમોહિની પાસે આવી અને તેણે વસંતમાલતીને બેહોશ પડેલી જોઇ. તેણે મણીકાન્તાને કહ્યુંઃ—"જોજે બહેન પછી આપણેજ ન બનીએ અને વસંતમાલતી આગળ શરમાવું ન પડે."

"ના તેમ નહીં થાય." મણીકાન્તાએ દૃઢતાપૂર્વક કહ્યું. વસંતમાલતીને ઉપાડી ફુવારા પાસે લાવી મુકીને તે બોલીઃ—"બ્હેન! આમાંથી પાણીનાં આંગળાં ભરીને રેડો, હું તેનું મ્હોં ધોઉં."

વિશ્વમોહિનીએ પાણી રેડયું અને મણીકાન્તાએ મ્હોં ધોવા માંડયુ. તરતજ વસંતમાલતીનો ચહેરો બદલાયો. સ્ત્રીનું મુખ પુરૂષનું બન્યું અને થોડીજ ક્ષણમાં જણાયું કે તે તો દુષ્ટ અહમદ હતો. અહમદને જોતાંજ વિશ્વમોહિની ક્રોધથી લાલચોળ થઇ ગઇ. મણીકાન્તા તરફ ફરીને તે બોલીઃ—"બ્હેન? ખરેખર ચંડાળે ઘણીજ બેઅદબી કરી છે."

"હવે જુઓ હું શું કરૂં છું તે"—કહેતાં મણીકાન્તાએ ફરી અહમદને ઉપાડયો અને બગીચાના એક ખુણા ઉપરના બુરજ પાસે, જ્યાં એક ઓરડો હતો, ત્યાં લઈ ગઈ. અહમદ બેહોશજ હતો. એક દોર મંગાવી તેનાથી અહમદના બંને હાથ અને પગ બાંધ્યા. પછી એક ડબી તેને સુંઘાડી. સુંઘતાંજ છીંક આવી અને તે શુદ્ધિમાં આવવા લાગ્યો. મણીકાન્તા ચાબુક લેઇ સ્હામેજ ઉભી હતી તેણે ચાબુકનું બળ વાપરવા માંડયું.

"માફ કરો, મે મ્હોટો ગુન્હો કર્યો છે. હવે હું કદી આવું કામ નહીં કરૂં—અરે આવા કામનું નામ પણ નહીં લઉં—" અહમદ પોકેપોક રડી કહેવા લાગ્યો. પણ તેનું કોણ સાંભળે? ચાબુકના સપાટા મણીકાન્તા એક પછી

એક ઝપાટયે જતી હતી અને કહેતી હતી કેઃ—"હજુ તારી પીઠની ચેળ મટી નહીં હોય ! તું શું કામ આવ્યો હતો ! કેમ બાગની હવા સારી રીતે ખાધીને ! શું તું નહોતો જાણતો કે મણીકાન્તા ત્યાં હશે ! હરામખોર ! શઠ, બે ઇમાન, બોલ ક્યા બાપના કહેવાથી આ કામ કર્યું છે ! હું તેની પણ તબીઅત ખુશ કરી નાંખું"—વગેરે વગેરે કહેતી જતી અને કોરડા મારે જતી હતી. આખરે નરમ પડી અને પુછયુંઃ—"ખરેખરૂં કહે કે વસંતમાલતી ક્યાં છે ?

મારની બ્હીકે અહમદે કહ્યું કેઃ—"વસંતમાલતીને બેહોશ કરી માલતી લતામાં તેને બેહોશજ નાંખી તેનાં કપડાં મેં પહેરી લીધાં અને તેના જેવો ચહેરો બનાવી હું તમારી તરફ આવ્યો છું. લ્યો મેં ખરેખરી હકીકત જ- ણાવી છે. હવે મને છોડી દો."

"હા હવે છોડું છું". કહેતાં વળી મણીકાન્તાએ ચાબુકના પાંચ છ સપાટા ઝપાટી કાઢયા. હવે તો અહમદ પોકેપોક રડવા લાગ્યો. મણીકાન્તાએ વિશ્વમોહિનીને કહ્યુંઃ—"બ્હેન તમે આ દુષ્ટના ઉપર દેખરેખ રાખો. હું વસંતમાલતીને શોધી કાઢું. વખતે આ પાજી જૂઠું જ કહેતો ન હોય !"

માલતીલતાતરફ વસંતમાલતીને શોધવા મણીકાન્તા ચાલી. ત્યાં ખરેખર એક ઝાડીમાં તે બીચારી બેહોશ પડી હતી. શરીર ઉપર એક પણ વસ્ત્ર નહોતું. દવા સુંઘાડી તેને શુદ્ધિમાં આણી. હોશમાં આવતાંજ તેને પૂછયુંઃ—"કેમ તબીયત કેમ છે ! સપડાઈ ગયાં કે બ્હેન ! ?"

'મને શું ખબર કે આમ સપડાઈશ. અહીં એક ફુલની છડી પડી હતી, તે સુંઘતાંજ હું બેહોશ થઇ ગઇ, પછી શું થયું તેની મને ખબર નથી. હાયહાય ! કોણે મને બેહોશ કરી ! ! મારાં કપડાં ઉતારી લીધાં. બહુ કિમતી હતાં.'' ગળગળિત ચહેરે તે બોલી.

અહમદનાં કપડાં ત્યાં પડેલાં હતાં. તેમાંથી બે એક લઈ વસંતમાલતીનું શરીર ઢાંકવામાં આવ્યું. બન્ને સખીઓ વિશ્વમોહિની પાસે આવવા નીકળી. ત્યાં આવતાં અહમદ તરફ આંગળી કરી બતાવી મણીકાન્તાએ જણાવ્યું કે—"આ મહાપુરૂષે તારા તરફ ભલમનસાઇનું કૃત્ય કર્યું હતું." તેને જોતાંજ વસંતમાલતીના ગુસ્સાનો પાર ન રહ્યો અને કહ્યું:—"બ્હેન રજા આપો તો હું પણ મારો ગુસ્સો શાંત કરૂં.

મનમાનતા સપાટા વસંતમાલતીએ પણ અહમદને લગાવ્યા. અહમદ ખરેખર ગભરાયો અને મનમાં કહેવા લાગ્યો કે:—"સત્યાનાશ જજો એ દુર્જનસિંહનું કે તેને લીધે આ ભોગવવું પડે છે."

આ પછી બુરજના ખંડેરમાં અહમદને કેદ કરી ત્રણે સખીઓ માંડુંમાં ગઇ.

# પ્રકરણ ૨ જું.

## બુદ્ધિની બલિહારી.

બુદ્ધિના ઉપયોગથી થાય ક્ષુદ્ર પણ દેવ
બુદ્ધિ તારી સર્વદા સન્માર્ગે જન ટેવ.

રાત્રિ અજવાળી હતી. આશરે દશનો અમલ થયો હતો. આકાશમાં ચાંદની ખીલી હતી. આ વખતે એક યુવાન નવીનદુર્ગમાં ચિત્રમોહિનીને મળવાને ઉત્સુક આમતેમ રાજમહેલની આસપાસ આંટા મારી રહ્યો હતો. પહેરાવાળાઓ હોંશીઆર હતા. આથી તેમની આંખોમાં ધુળ નાંખી મહેલમાં દાખલ થવું તે કાંઈ સહેલું કામ નહોતું.

પરંતુ ઉત્સાહી યુવાન એમ ના હિમ્મત બની પાછો ફરે તેમ નહોતું, તુરતજ તેણે એક યુક્તિ શોધી કાઢી અને અમલમાં મૂકી. રૂપ બદલી ગમે તે સ્વાંગ ધારણ કરવામાં તે એક્કો હતો. તુરતજ તેણે એક ચોપદારનો વેશ ધારણ કર્યો અને હિમ્મતથી મહેલના દરવાજાની દોઢી ઉપર આવ્યો.

દરવાજે દરવાનો પૈકી કેટલાક બેઠા બેઠા વાતોના તડાકા મારી રહ્યા હતા, તો કેટલાક ફરતા પહેરો મારી રહ્યા હતા. નવા ચોપદારે ત્યાં આવી બેઠેલા પહેરેદારો તરફ જોઇ કહ્યું:—યારો! હું પણ મહારાજા સાહેબનો નોકર છું અને ચાર માસથી ખુદ પોતાનીજ ખીજમતમાં નોકરી કરૂં છું. અત્યારે મારી પાળી બદલાઈ છે, આથી ચાંદનીમાં રાતની મજા જોતા

જતો આ તરફ જતો હતો તો તમો લોકોને તમાકુ પીતા જોઇને મને મનમાં આવ્યું કે લાવ હું પણ એક બે ફુંકો મારતો જાઉં. આપણ બ-ભ્રાણીઓને તમાકુની મજા કેવી લાગે છે તે તો તમો સહુ જાણો છો.

"હાં, હાં આવો બેસો, બે દમ મારો," કહી એક ચોપદારે હુક્કો લાવી આગળ ધર્યો.

"હું હિન્દુ છું તેથી હુક્કો તો નહીં પીઉં, પણ એમજ બે દમ મારી લઇશ," કહેતાં તેણે ચલમ ઉતારીને પીવા માંડી.

તમાકુના એક બે દમ લીધા એટલામાં તો તે ખુખુ કરવા માંડી પડ્યો. એટલી બધી ખાંસી ખાધી કે મોંમાંથી પાણી પણ નીકળી પડ્યું.

"મિયાં સાહેબ! તમે તો અજબ આકરી તમાકુ પીઓ છો જો"—ખુખુ કરતાંજ તેણે ચલાવ્યું. "હું તો હમેશ સરકારી તમાકુ પીઉં છું. મહારાજના હુકકા ભરનાર સાથે ભાઇબંધી કરી છે એટલે તે બીચારો જે તમાકુ મહારાજાસાહેબ પીએ છે તેમાંથીજ મને આપ્યા કરે છે. આથી હવે તો એવી ટેવ પડી ગઇ છે કે જાણે તે તમાકુ શીવાય બીજી જાતની ગમતીજ નથી."

આપણા કૃત્રિમ ચોપદારે પોતાની એક ન્હાની ચમચી કાઢી અને તેમાંથી ચલમ તથા તમાકુ કાઢી ચોપદારને આપતાં કહ્યું:—"જુઓ આ તમાકુ કેવી લાગે છે?"

બીચારા ચોપદારોએ સ્વપ્નામાં પણ મહારાજને પીવાની તંબાકુ શાની જોઇ હોય! તો પીવાની તો વાતજ શી? તુરતજ હાથ લાંબો કરી કહ્યું:—"લાવો ભાઇ! ભલા તમારી મહેરબાનીથી આજ સરકારી તંબાકુ પીવાની મળી. તમે ખરેખરા ભાગ્યશાળી છો કે ખાસ મહારાજા સાહેબની

ખીજમતમાં રહેવાનું અને ચેન બાજી ઉડાવાની." નકલી ચોપદારના હાથમાંથી તમાકુ લેઇ બેવડો આવો તૈયાર કર્યો અને તેના સ્હામે ધર્યો.

"હાં. ખુબ દમ ઉડાવો. પછી હું પણ પીઉં છું. મારે ક્યાં નવાઇ છે." નવીન ચોપદારે કહ્યું.

હુક્કો ગડગડવા લાગ્યો, સાથે ગપ્પાં પણ ચાલવા માંડયાં. એક પછી એક ત્યાં હાજર હતા તે તમામ પહેરવાનોએ લહેજતનો લાભ લીધો.

થોડીજ વારમાં અસર થઇ. એક પછી એક સર્વ ઝોકે ચઢયા અને જમીન સાથે વાતો કરવા લાગ્યા.

આપણો નવો ચોબદાર જાગૃતજ હતો. તુરતજ તેણે દરવાજાગાં પ્રવેશ કર્યો અને છેક નજરબાગ સુધી પહોચ્યો. સ્હામેથી એક દાસીને હાથમાં દીવા સાથે પોતાની તરફ આવતી જોઇ. તેથી તેની પાસે જઇ તેના ઉપર એક એવો પ્રયોગ કર્યો કે તે ન બોલી શકી કે જરા બુમ પણ ન પાડી શકી. પરંતુ તે ભાન વગરની બનીને નીચે પડી. તુરતજ તેને ઉચકી આ વેશધારી ચોબદાર એક એકાંતની બાજુ લેઈ ગયો. પોતાની પાસે રાખેલી મીણબત્તીથી દીવો કરી તેની મુખાકૃતિ બરોબર નીહાળી લક્ષમાં લીધી. થોડીવારે બેશુદ્ધ દાસી ત્યાંજ પડેલી હતી પણ તેનાજ જેવા રૂપવાળી અને જાણે તેજ હોય નહીં તેવી બીજી એક કૃત્રિમ દાસી મહેલ તરફ જતી જણાઇ. ચોપદાર અદ્રશ્ય થઇ ગયો. વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતી બીજી પાંચદશ દાસીઓ સાથે વાતોના તડાકા મારી રહી હતી. ત્યાં પેલી નવી બનેલી દાસી પણ એક બાજુ જઇ બેઠી.

"કેમ ચંદ્રકાન્તા ! તને કામ સોંપ્યું હતું તે કરીને આવી કે શું કે આમ બાગે રહીને આવીને બેસી ગઇ." મણીકાન્તાએ પુછ્યું.

આપણા યુવાનને સમજાયું કે જે દાશીને બેહોશ કરી તેનો વેશ ધારણ કર્યો છે તેનું નામ ચંદ્રકાન્તા છે.

"હા, કામ કરવા તો ગઇ હતી પણ રસ્તામાં એક કૌતુક દીઠું તેથી તે તમને કહેવાને હું આવી છું." ચંદ્રકાન્તાએ ઉત્તર વાળ્યો.

"શું કૌતક જોયું? કહે." મણીકાન્તા બોલી ઉઠી.

"આ સર્વને અત્રેથી દૂર કરો. માત્ર રાજકુમારી અને તમનેજ તે વાત કહેવા જેવી છે.

સર્વને દૂર કરવામાં આવ્યાં. અત્ર માત્ર વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતીજ રહ્યાં.

"કંઇ ઇનામ આપો તો એક વધામણીની ખબર કહું." ચંદ્રકાન્તાએ કહ્યું.

વિશ્વમોહિનીને લાગ્યું કે વખતે વિજયસિંહની કાંઈ ખબર ને લાવી હશે. પણ વળી તેને વિચાર આવ્યો કે અરે આજ સુધી વિજયસિંહનું નામ પણ તેના આગળ લેવામાં આવ્યું નથી, તો, ત્યારે શું હશે?! એવી કઈ ખુશ ખબર તે લાવી હશે કે તેને માટે તે પ્રથમથી ઇનામ માગે છે.

"હા. હા. તને ઈનામ મળશે. પણ તું કહે તો ખરી કે શું વધામણી છે?" વિશ્વમોહિનીએ ચંદ્રકાન્તાને કહ્યું.

"જો પહેલું ઇનામ આપો તો કહું નહીં તો હું તો આ ચાલી." કહી ચંદ્રકાન્તા ઉઠી ઉભી થઇ.

ચંદ્રકાન્તાનાં નખરાં મણીકાન્તાથી ન ખમાયાં. તે બોલી:—"કમરે અલી આજ કાંઈ બહુ બહેકી છે જો. કહે છે કે બે લાત લગાવું."

"શું હું તમારાથી કમજોર છું કે તમારી લાતો ખાઇશ." ચંદ્ર-

કાન્તાએ ઉત્તર વાળ્યો.

મણીકાન્તાથી હવે ન રહેવાયું, ન સહેવાયું. તે ચંદ્રકાન્તાને પકડવા દોડી અને બન્નેનો ભેટો થવાનો પ્રસંગ આવ્યો.

ઝપાઝપીમાં મણીકાન્તાનો હાથ ચંદ્રકાન્તાની છાતીને અડક્યો. તુરતજ વ્હેમ પડયો. મણીકાન્તાને ધ્રાસકો પડયો અને તે છુટી થઇ ગઇ.

"કેમ ખસી ગયાં, આંતો લડવું હોય તો." હસતાં હસતાં ચંદ્રકાન્તાએ કહ્યું.

મણીકાન્તાએ કમરમાંથી એકદમ કટાર કાઢી. ચંદ્રકાન્તા ઉપર ધસી અને કહ્યું:—"બોલ ખરેખર કે તું કોણ છે? નહીં તો આ તારો જીવ ગયો જાણજે."

ઉત્તર ન મળ્યો. એક ચીઠી વિશ્વમોહિની તરફ ધરવામાં આવી. મણીકાન્તાનું ધ્યાન પણ તે તરફ ખેંચાયું. અક્ષર પરિચિત લાગ્યા. વિજયસિંહજી તરફનું પત્ર જોતાંજ વિશ્વમોહિની અને મણીકાન્તા આ પત્ર લાવનારને ઓળખી ગયાં. મણીકાન્તા શરમ ખાઇ ગઇ. થોડીવાર સુધી તો તે નીચેથી ઉંચું પણ ન જોઇ શકી તેની ચાલાકી અને હોંશીઆરીની છાપ ઉંડી ઉતરી અને તેની મોહમૂર્તિએ મણીકાન્તાના હૃદયમાં ઘર કર્યું.

વિશ્વમોહિનીએ ઘણાજ પ્રેમથી પત્રને વાંચ્યો. એકવાર વાંચ્યો. બે વાર વાંચ્યો. તે ન ધરાઇ. પત્રને તેણે છાતી સરસો દબાવ્યો. ચુંબન કર્યું અને હવે તે આવનાર નવીન આકૃતિ સાથે વાર્તાલાપમાં પડી.

"કેમ તે ખુશીમાં તો છે ને ?!" વિશ્વમોહિનીએ પૂછ્યું.

"શું ધૂળ ખુશીમાં છે. ખાવું પીવું સહુ છોડયું છે. રોઇ રોઇને

આખ્યો સત્રાડી છે. દિવસ અને રાત્રિ તે તમારૂંજ રટણ કર્યા કરે છે. તમારા વિના તેને શાંતિ ક્યાં છે?! ગમે તેમ સમજાવતાં પણ સાંભળે છેજ કોણ?! જો કે કાલે જ હું તમારો પત્ર લેઇને અહીંથી ગયો હતો તોપણ આજેજ તેની સ્થિતિ વિચિત્ર થવાથી મારે આવવું પડ્યું. અને તે તો મારી સાથેજ આવવા તૈયાર થયેલ પણ પરાણે રોકયા છે, અને સમજાવ્યું છે કે, આ વખતે હું જઇને બંદોબસ્ત કરી આવું ત્યાર પછી લેઇ જઇશ કે જેથી કાંઇ આપત્તિમાં આવી પડવું ન પડે. મહા મુસ્કેલીથી ને સમજ્યા છે અને તમારા પત્રનો આ ઉત્તર મારી સાથે મોકલ્યો છે.” પત્ર લાવનારે બોલવું બંધ કર્યું.

‘ અરરે ત્યારે તમારી સાથે કેમ ન લાવ્યા?! હું તેમનાં દર્શન તો કરત, અહીં દુષ્ટ દુર્જને તેના પેલા બે છદ્મવેષીઓ અહમદ અને મહમદદ્વારા એટલો ઉપદ્રવ મચાવ્યો છે કે કાંઇ કહેવાની વાત નહીં. પિતાજીને સમજાવતા છતાં કોણ જાણે શાએ ઉંધા પાટા ભરાવ્યા છે કે ને માનતાજ નથી. મારી અને કુમારશ્રીની બાબતમાં કાંઇ એવું ઉંધું ચત્તુ ભેરવી દીધું છે કે, મહારાજ દુર્જનને સાચો અને સ્નેહી ગણે છે અને અહમદ, મહમદ તથા દુર્જન ખરી રીતે દુશ્મન છે એ વાત ઉપર તે લક્ષજ આપતા નથી. હરહંમેશ તે મહારાજના કાન ભંભેરેજ જાય છે પણ આજ કાંઇક લાગ મળ્યો છે. બ્હેન મણીકાન્તાએ આજરોજ પછવાડેના બાગમાં અહમદને કેદ પકડયો છે. કાલે હું તેને મહારાજની સ્હામે લઇ જઇશ અને તેમની ખાત્રી કરી આપીશ કે દુર્જનસિંહ કેટલો દુષ્ટ છે, અને જો કદાપિ તેને મારા ઉપર દેખરેખ રાખવા નીમ્યો હોય તો તેને આમ વેશ ધરીને બાગમાં આવવાનું શું કારણ?!” વિશ્વમોહિનીએ અહમદને કેદ પકડયાની અને તેને ખંડેરમાં કેદ કર્યાની હકીકત અથ ઇતિ કહી.

મણીકાન્તાની ચાલાકી સાંભળી તે યુવાનના હૃદયમાં પણ પ્રેમાંકુરો ફુર્યાં. થોડીવાર વીચાર કરી તે બોલ્યો. " મણીકાન્તાએ હોંશીઆરી તો વાપરી પણ આખરે ઠગાયાં. "

" ઠગાયાં " શબ્દ સાંભળી મણીકાન્તાને પેટમાં અવળ સવળ થવા માંડ્યું. કેવી રીતે ઠગાઇ તે તેના સમજવામાં ન આવ્યું. આખરે તેણે તે પ્રેમમૂર્તિને દયામણે ચ્હેરે પૂછ્યું –" હું કેવી રીતે છેતરાઇ ? "

" શું તમને એમ વિચાર ન આવ્યો કે જ્યારે અહમદ બાગમાં આવ્યો તો મહમદ પણ એટલામાંજ હશે ? તો પછી અહમદને બગીચામાં કેદ રાખવાથી શું ફળ ?! જો તમે કેદ કર્યો તો મહેલમાં શું કામ ન લાવ્યાં અગર મહારાજ પાસે તુરતજ તેને કેમ ન મોકલ્યો ?! હવે શું તમે ધારો છો કે તેને મહમદે છોડાવ્યો નહીં હોય ?! ક્યારનોય તે છોડાવી લઇ ગયો હશે અને ના માનતાં હો તો ખાત્રી કરી જુઓ. "

આ વાત સાંભળતાંજ મણીકાન્તાના હોશ ઉડી ગયા અને મોટી ભૂલ થઇ એમ સ્પષ્ટ સમજાયું.

વિશેષ ખાત્રી કરવા મણીકાન્તા ઉઠી. તપાસ કરતાં દરવાજો ખુલ્લો જણાયો. ખંડેર ખાલી હતું. અહમદ ત્યાં નહોતો.

હાથ ઘસતી ઉદાસ ચહેરે મણીકાન્તા પાછી ફરી. નવીન યુવાને તેને બનાવવામાં બાકી ન મેલી. " કેમ ચાલાકી તો બહુએ કરો છો ને આમ સહેજમાંજ છેતરાયાં કે ? " વગેરે માર્મિક શબ્દો સાંભળતાં તેણે પ્રતિજ્ઞા લીધી કે હું ત્યારેજ ખરીકે બન્ને અહમદ તથા મહમદને કેદ પકડી આ ઠેકાણે લાવી મન માનતો આણુકનો સ્વાદ ચખાડું. "

" અરે જોઇ તમારી હોંશીઆરી ! તમે તો પકડતાં પકડશો પણ

તમે જોશો કે એકને તો મારી સાથેજ હું કેદ પકડી લઇ જાઉં છું."

ત્યાર બાદ આ નવીન યુવાને પોતે કેવી રીતે આવ્યો તે સર્વ હકીકત કહી અને ચંદ્રકાન્તાને અમુક ખૂણામાં બેહોશ કરી નાંખી છે ત્યાંથી જગાડી લાવવા પણ જણાવ્યું. તેમ વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતી શીવાય ચોથું કોઇ આ વાત ના જાણે, નહીં તો બાજી બગડશે, તેમ ખાસ ધ્યાનમાં રાખવા સૂચના કરી અને પોતે ચંદ્રકાન્તાના વેશમાંજ પાછો ફરવા તૈયાર થયો.

વિશ્વમોહિની તેને જતા નીકળતાં જોઇ ગળગળી થઇ ગઇ. તે ડુસકાં ખાતી કહેવા લાગીઃ—"શું મારા ભાગ્યમાં કુમારની મુલાકાત નથીજ ?" તે ધુસકે ને ધુસકે રડવા લાગી.

"જુઓ સર્વ તમારા મેળાપ માટેજ થાય છે. માટે આમ રડવાથી કે ગભરાવાથી કાંઇ લાભ નથી." એમ ઘણું ઘણું કહી વિશ્વમોહિનાને શાંત કરી ચંદ્રકાન્તાના વેશમાંજ તે દરવાજે આવ્યો.

એક બે ચોબદારો હોંશીઆરીમાં આવ્યા હતા, હજી બીજા ત્રણ ચાર બેચિત્ત જ હતા. એકાદ બે અર્ધ જાગૃત સ્થિતિમાં ઝોકાં ખાતાં હતા. ચંદ્રકાન્તાએ રોફમાંજ આવી કહ્યુંઃ—"અરે તમે લોકો તે પહેરો ભરો છો કે જમીન સુંધો છો ?! એવું કેટલું અફીણ ખાઓ છો તે આમ ઝોકે ચઢયા છો ?! વાહ નોકરી આમ થતી હશે કે ?! જુઓ હવે હું મહારાણીશ્રીને કહીને તમારી ખબર લઉં છું તે."

જે ચોપદારો હોશીઆરીમાં આવ્યા હતા તે ચંદ્રકાન્તાની વાત સાંભળી નરમ ઘેંશ જેવા થઇ ગયા, અને વિનયથી કહેવા લાગ્યા :—

"જુઓ બ્હેન ! માફ કરો. આજ એક સરકારી ચોબદારે અમને

છેતર્યાં અને ઝેરી તમાકુ પાઇ તેથી આવી હાલત થઇ છે. એ પાજીને તો અમને જાનથી મારવાનો વિચાર હશે પણ તમારે પુણ્યેજ અમે બચ્યા છીએ. માટે આજની કસુર માફ કરો. જો હવે આવું જણાય તો ફાવે તે સજા કરજો."

"હશે આજ તો હું તમને છોડી દઉં છું પણ ખબરદાર જો હવે ગફલત કરી છે તો"—એમ કહેતી ચંદ્રકાન્તા રોફભેર બહાર આવી ગઇ અને બપને માર્યે કોઇએ એમ પણ ન પુછ્યું કે તું ક્યાં જાય છે.

# પ્રકરણ ૩ જું

## ચતુરની ચતુરાઇ.

ફંદી ફંદ કરી મરે, પાપી પાપે ધાય;
ધન્ય ચતુર ચતુરાઇ તુજ, સહુને પાણી પાય.

અહમદ અને મહમદ ધીમે ધીમે વાતો કરતા ચાલ્યા જતા હતા. અહમદે પોતે બાગમાં કેવી રીતે પેઠો, કેવી રીતે વસંતમાલતી બન્યો, કેમ સપડાયો અને આખરે કોરડાનો કેવો સખત સ્વાદ ચાખ્યો વગેરે સર્વ વીતી મહમદને કહી. સાંભળી મહમદે કહ્યું:—

" ખરેખર જ્યાં સુધી પ્રથમ મણીકાન્તા સપાટામાં નહીં આવે ત્યાં સુધી આપણી મુરાદ હાંસિલ થવી મુસ્કેલ છે; કારણ તે એક ઘણીજ ચાલાક અને ફરંદી છે. ધીમે ધીમે તે વસંતમાલતીને પણ હોંશીઆર બનાવતી જાય છે અને જો હવે જલદી તે સપાટામાં નહીં આવે તો એકનાં બે થશે અને આપણને ઘણુંજ મુશીબતમાં પડવું પડશે. "

" એ ખરૂં છે, પણ આજ તો કાંઇ થઇ શકે તેમ નથી. આજ તો આ જીવ જેમ તેમ બચ્યો છે. કાલે પ્રથમજ એ કામ કરવું કે, કોઇ પણ યુક્તિએ મણીકાન્તાને પકડવી ને એવી જગાએ છુપાવવી કે જ્યાં તેનો

પત્તોજ ન લાગે, આપણું કામ થાય અને આપણા ઉપર કોઇનો શક પણ ન જાય.

વાત કરતા કરતા તેઓ મહેલના આગલા દરવાજા આગળ લગભગ વઈ પહોંચ્યા. ત્યાં વિશ્વમોહિનીની દાસી ચંદ્રકાન્તાને જતી જોઇ.

ચંદ્રકાન્તા(।)એ પણ અહમદ અને મહમદને જોયા અને "ઠીક બરોબર વખતે મળી ગયા." એમ મનમાંજ બોલતી જાણી જોઇને તેમને ઘસડાઇને દમ ભેરજ આગળ ચાલી.

અત્યારે અસુરે વખતે ચંદ્રકાન્તા, ક્યાં જતી હશે તે જાણવાની ઈચ્છા અહમદ અને મહમદને થઇ અને તેથી તે બન્ને તેની પછવાડે પછવાડે થોડે છેટે ચાલવા લાગ્યા.

થોડીવાર ચાલી ચંદ્રકાન્તાએ પાછું જોયું અને અહમદ અને મહમદ તરફ જોઇ કહ્યું:- "તમારે મારો પીછો લેવાનું શું કામ છે?। તમને જે કામ સોંપ્યું છે તે કરોને એટલે પત્યું."

"શું કામ સોંપ્યું છે?। ચંદ્રકાન્તા અમારે શું કામ કરવાનું છે તેની તમને શું ખબર?" અહમદે પૂછ્યું.

"હા. હું તો બધુંએ જાણું છું. એવું કામ કરો કે જેથી મણીકાન્તાના હાથે તમારા નશીબમાં લખેલાં જૂતાં ખાવાં પડે. અરે જાઓરે મિયાંજી! તમારાથી તે શું બનવાનું છે, જ્યાં સુધી તમારી મદદે કોઈ ભેદુ દાસી ન હોય ત્યાં સુધી તમારૂં શું વળવાનું છે!" ચંદ્રકાન્તાએ રોફ ભેર કહ્યું:

ચંદ્રકાન્તાની વાત સાંભળી બન્ને અહમદ અને મહમદ ચકીત થઇ ગયા. આ દાસી ઘણીજ ચાલાક છે અને જો તે આપણા પક્ષમાં આવે તો ઠીક થાય. લાગે છે તો એમ કે લાલચથી તે જરૂર પલળશે.

---

બન્નેએ વિચાર્યું.

"ચંદ્રકાન્તા, તમે જાણો છો કે અમારે કેવું જોખમનું કામ કરવાનું છે. જો અમે પકડવાથી કે મરવાથી બ્હીએ તો અમારૂં કામ કેમ ચાલે ?! વાત વાતમાં હજારો રૂપિયા ઇનામના મારી લેઇએ છીએ તે કેમ બને ? વળી ખુદાની મહેરબાનીથી તમારા જેવાની મદદ પણ મળ્યે જાય છે. જુઓને આજ તમે અમને મળી ગયાં કની ? અમારી ખાત્રી છે કે તમે અમને મદદ કરશોજ અને જો કરશો તો અમને મળશે તેમાં તમારો પણ ભાગ ગણીશું." અહમદે કહ્યું.

"જુઓ. હું કાંઇ આશાના હવાઈ કિલ્લા બાંધુ તેવી નથી. એવી તો ગાંડી હશે બીજી. આપણે તો પહેલો પૈસો પછી વાત કરનાર ઘરાક છીએ. જો કાંઇ તમે દ્યો એમ હો તો હમણાં હું પ્રતાપસિંહને તમારા હાથમાં સપડાવું નહીં તો જાઓ તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે."

પ્રતાપસિંહને પકડવાની વાત સાંભળતાંજ બન્ને પ્રસન્ન થઈ ગયા.

"જો આજે પ્રતાપસિંહને પકડાવો તો મોં માગ્યું ઈનામ આપીએ." અહમદે કહ્યું.

"તો એક હજાર રૂપિયા ધરી દો સ્હામે. એક કોડી પણ ઓછી નહીં એસે."

"પણ અત્યારે અર્ધી રાત્રે રૂપિયા ક્યાંથી આપવા ? કાલે જરૂર આપીશું."

"તો કાલની વાત કાલે, મેં પ્રથમથીજ નથી કહ્યું કે હું ઉધાર સોદો નથી કરતી, લ્યો ત્યારે હું જઇશ." ચંદ્રકાન્તાએ ચાલવા માંડયું.

"અરે આમ નાશભાગ શું કરો છો, ઉભાં તો રહો." તેને

જતી આગળ ફરીવળી અટકાવી અહમદે કહેવા માંડયું:–" આમ ગુસ્સે શું કામ થાઓ છો, શું તમને અમારો ઇતબાર નથી, અને જો તેમજ છે તો તમે અહીં રોકાઓ. અમે જઇને રૂપિયા લાવીએ છીએ."

"હા, તો ઠીક, એક જણ મારી પાસે રહો અને એક જણ રૂપિયા જઇને લઇ આવો,"

"અહમદ અહીં તમારી પાસે રહેશે ને હું રૂપિયા લેઇને હાલજ આવું છું," અહમદ મહમદને ત્યાંજ રહેવા દઇ મનમાં મલકાતો રૂપિયા લેવા ચાલ્યો.

અહમદના ગયા પછી થોડીવાર આડી અવળી વાતો ચંદ્રકાન્તા અને મહમદ વચ્ચે ચાલી. વાત કરતાં કરતાં બે ચાર ઇલાયચીના દાણા ગજવામાંથી ચંદ્રકાન્તાએ કાઢી એક બે પોતે ખાધા અને બીજા મહમદને આપ્યા. પ્રતાપને પકડવાની આશામાં મહમદને એવી અંતરમાં ખુશાલી થઇ રહી હતી કે તેણે જરા પણ આડો અવળો વિચાર કર્યા વગર દાણાને સપાટાબંધ ખાઇ ગયો.

બે ત્રણ ક્ષણમાંજ મહમદનું માથું ફરવા લાગ્યું. હવે તેને કાંઇક કપટ થયું હોય તેમ સમજાયું. એકાએક તેણે કમરમાંથી ખંજર કાઢયું અને ચંદ્રકાન્તા તરફ ફેંકયું. ચંદ્રકાન્તા પ્રથમથીજ સાવધાન હતી. આથી ખંજરનો ઘા ખાલી ગયો. એલચીદાણાની અસર પુરેપુરી પ્રસરી. બીજીજ ક્ષણે મહમદ પરવશ થયો. ચતુર ચંદ્રકાન્તાએ ચપળતાથી તેને એક ચાદરમાં ગાંસડીની પેઠે બાંધ્યો અને પ્રસન્ન ચિત્તે વિજયગઢનો રસ્તો લીધો. રખેને અહમદ જલદી પાછો આવે અને પીછો લે તે ભયથી રસ્તામાં ઉતાવળે પગલે કદમ ચાલતાં હતાં અને કામ પાર પડવાથી પગ જોરમાં હતા.

ચંદ્રકાન્તા અને મહમદને મૂકી રૂપિયા લેવા ગયેલો અહમદ સીધો

દુર્જનસિંહના ઘેર પહોંચ્યો. દુર્જનસિંહ નવીનદુર્ગના રાજમંત્રીનો પુત્ર હતો. તે પોતાના રાજા ખડ્ગસિંહની રાજકન્યા વિશ્વમોહિનીના સ્વરૂપથી અંજાયો હતો અને કોઇ પણ રીતે તેની સાથે લગ્ન કરવાના નિશ્ચયવાળો થઇ ગયો હતો. પ્રથમતો તેણે વિશ્વમોહિનીની હરકોઈ રીતે પ્રીતિ મેળવવા પ્રયત્ન કર્યા પણ તેમાં તે નિષ્ફળ ગયો. હાર્યો જુગારી બમણું રમે તે ન્યાયે તેણે પરાણે પ્રીત કરવાનું ધાર્યું. એટલામાં થોડાજ વખતમાં તેને જણાયું કે વિશ્વમોહિની વિજયગઢના રાજકુમાર વિજયસિંહને ચ્હાય છે. હવે વિજયસિંહનું કાશળ કાઢવું અને વિશ્વમોહિનીને કોઈ પણ યુક્તિથી પોતાને હાથ કરવી એવી તેણે દૃઢ પ્રતિજ્ઞા લીધી. પોતે મંત્રીનો પુત્ર તેથી રાજા પોતાને કન્યા આપે નહીં તો તેને પણ હતો ન હતો કરવો એમ પણ તેણે વિચાર્યું. વિશ્વમોહિનીને ઉપાડીને ક્યાંઇ જતા રહેવાનો પણ વચ્ચે તેણે વિચાર કર્યો. પણ લેઇને ક્યાં જવું ? ! વળી તેમ કરતાં મહારાજા પોતાનાં માતાપિતાની પણ ઘણીજ દુર્દશા કરે અને છેવટે પણ પકડાઇ જવાય તો પરિણામ ઠીક ન આવે એ વિચારથી તેનાથી કાંઇજ બન્યું નહીં. આખરે વિજયસિંહ અને તેના પિતા પ્રતાપસિંહને પકડવા, તેમનું એવું ઠેકાણું પાડવું કે પત્તોજ ન ખાય અને પછી મહારાજાને પાર કરી પોતેજ ગાદીપતિ બનવું અને વિશ્વમોહિનીની સાથે આરામમાં જીંદગી ગુજારવી એવો નિશ્ચય કર્યો. ધારેલું કાર્ય સિદ્ધ કરવા તેણે અહમદ અને મહમદ નામના બે મુસલમાન દુષ્ટોને પોતાના પાશામાં લીધા અને તેમની સહાયથી સર્વ ધાર્યું પાર પાડવાનું ઠર્યું. જો દુર્જનસિંહને રાજગાદી મળે તો, તેણે મુસલમાની ધર્મનો સ્વીકાર કરવો, અહમદ તથા મહમદને વજીર પદ આપવું અને બદલામાં અહમદ તથા મહમદે દુર્જનસિંહને તેના સર્વ ધારણા પાર પાડી આપવી, ગાદી મેળવી આપવી અને સર્વ મુસલમાન ભાઇઓ તેને રાજા તરીકે સ્વીકારે એવી વ્યવસ્થા કરવી એવો ઠરાવ કરવામાં આવ્યો.

પ્રપંચનાં પગથિઆં ચણાવા માંડ્યાં. વિજયસિંહની નીતિ રીતિ સારી નથી એવું મહારાજાને પ્રથમ ભંભેરવામાં આવ્યું અને તેમાં તે ફાવ્યો. ત્યારબાદ તે વિશ્વમોહિની સાથે છુપો સંબંધ રાખે છે એમ જણાવ્યું. તેમ કરતો તેને અટકાવવાને વિશ્વમોહિનીના મહેલનો બંદોબસ્ત રાખવાનું કામ તેણે પોતાને માથે રાજાજીને સમજાવીને લીધું અને અહમદ અને મહમદને તેણે તે કામ સોંપ્યું. ભવિષ્યની આશામાં આ બે મુસલમાન દોસ્તોએ એક નિષ્ઠાથી કામ કરવું શરૂ કર્યું. વેશ બદલવાના કામમાં અને ગમે તે પ્રપંચ કરવામાં આ બન્ને ઘણાજ પાવરધા અને હોંશિઆર હતા, વળી બાતમીદારનું કામ કરવામાં તે ખરેખર પ્રવીણ હતા. ગયા પ્રકરણમાં વાંચ્યા પ્રમાણે વિશ્વમોહિની મણીકાન્તા અને વસંતમાલતી બગીચામાં હવા ખાવા આવ્યાં હતાં ત્યારે બાતમી મેળવવાના હેતુથીજ આ બન્ને જણા બાગમાં આવ્યા હતા. અહમદે વસંતમાલતી બની બાતમી મેળવવા પ્રયત્ન કર્યો હતો પણ તેમા તે ન ફાવ્યો અને મણીકાન્તાના સપાટામાં સપડાયો.

મહમદ પણ તે વખતે બગીચામાંજ હતો. ત્રણે સખીઓને બગીચામાંથી મહેલમાં જતી જોઈ. અહમદે શું કર્યું તે જાણવાની અભિલાષાએ બાગમાં તે તેને શોધવા લાગ્યો પણ અહમદ ક્યાંય ફરતો જણાયો નહીં. આખરે ખંડેરમાં તે સપડાયલો જણાતાં તેને છોડવ્યો અને બગીચામાંથી બન્ને વાતો કરતા કરતા તેઓ રસ્તામાં જતા હતા તે વખતે ચંદ્રકાન્તાનો મેળાપ તેમને થયો બગીચામાં અહમદ સપડાયો હતો તો મહમદ ચંદ્રકાન્તાના પ્રપંચમાં ફસાયો તે હકીકત આપણે જોઈએ.

અહમદ દુર્જનસિંહને ઘેર પહોંચ્યો તે વખતે તે પોતે ગાઢ નિદ્રામાં ઘોરતો હતો. અહમદે જઈને જગાડ્યો અને દુર્જને આટલી મોડી રાતે આમ જગાડવાનું કારણ પૂછ્યું.

પ્રથમ તો અહમદે બગીચાની પોતાની વીતિ અથ ઇતિ ટુંકમાં જણાવી, ત્યાર બાદ પ્રતાપને પકડવાનો લાગ આવ્યો છે અને ચંદ્રકાન્તાને એક હજાર રૂપિયા આપતાં તે કામ પાર પડે તેમ છે તેમ જણાવી અહમદ અને ચંદ્રકાન્તા રાહ જોતાં ઉભાં છે તે પણ કહ્યું.

બગીચામાં અહમદને વેઠવું પડ્યું તેને માટે દુર્જને દિલગીરી બતાવી; છતાં પણ પ્રતાપને પકડવાની ઉમેદમાં તે આવેશમાં આવી ગયો.

"લ્યો હજાર રૂપિયા લઇ હું જાતેજ આવું છું"–એમ કહી હજાર રૂપિયાની મ્હોર ઝપાટા બંધ તેણે પેટીમાંથી કાઢી અને બન્ને રૂપિયા આપી પ્રતાપને પકડવા નીકળ્યા.

ચંદ્રકાન્તા અને અહમદ ઉભાં હતાં તે જગા આવી પહોચ્યી. ત્યાં ન મળે ચન્દ્રકાન્તા કે ન મળે અહમદ. "દગો થયો"–અહમદના મ્હોંમાંથી શબ્દો નીકળી પડ્યા.

"કેમ ક્યાં છે ? શું થયું ? ?" દુર્જને પૂછ્યું.

"ખરેખર અહમદ ફસાયો"–અહમદે ગળગળે અવાજે જવાબ વાળ્યો અને તે "ચંદ્રકાન્તા નહીં પણ કોઈ ધોકાબાજજ તેણે દગો દીધો" બબડાટમાં કહ્યું.

"ઠીક, બાગમાં તમે દંડાયા, હવે બાકી હતું તે અહમદ પણ જુતિયાં ખાવા ગયો. ચાલો પાર પડ્યું" દુર્જન બબડ્યો.

આમ તેમ શોધવામાં બન્નેએ બાકી ન રાખી અને આખરે કકળતા બન્ને ઘર તરફ વળ્યા.

---

# પ્રકરણ ૪ થું.

## સ્નેહીનો સ્નેહ.

સ્નેહી કેરા સ્નેહને, સમજે શાણા કોઇ,
તન, મન, ધન અર્પણ કરે, ભેદ ભાવને ખોઇ.

પ્રાતઃકાળ થવાને હવે બહુ વાર નહોતી. નવીનદુર્ગ ગયેલા પ્રતાપી પ્રતાપને જેમ બને તેમ જલદી પાછો આવવા કહેલું છતાં મધ્ય રાત્રિ વીતી તો પણ તે ન આવી પહોંચવાથી વિજયસિંહની ચિંતા અને ગભરાટ વધ્યાં. કાંઇ પણ કામમાં તેનું ચિત્ત ચોંટવા લાગ્યું નહીં. વિશ્વમોહિનીનું સ્મરણ કરતો માથું નીચું ઘાલી તે ઘડીમાં બેસતો, તો ઘડીમાં તેની પ્રતિમા સ્હામે ધરી તેની સાથે જાણે વાતો કરતો હોય તેમ ચાળા કરતો. વળી વચ્ચે વચ્ચે પલંગમાં પડી આમતેમ આળોટતો માથે હાથ દઇ ધ્રુસકેને ધ્રુસકે રડતો. વળી શાંત થઈ એક ટસ માંડી દરવાજા બહાર પ્રતાપસિંહને આવતો નિહાળવા જોતો અને પાછો તેમાં નિરાશ થતાં મહેલમાં જતો. જેમ તેમ કરતાં આ દુઃખી વખત વીત્યો અને પ્રતાપસિંહ માથે એક ગાંસડી સાથે આવતો જણાતાં તેની દિલગીરી દૂર થવા લાગી. પ્રતાપસિંહે પણ પોતાની વાટ જોતા જાગતા બેસી રહેલા રાજકુમારને જોયો.

"ભાઇ શું ખબર લાવ્યો ?" પ્રતાપ પાસે આવતાંજ વિજયસિંહે ઉભો થતાં પૂછ્યું.

પ્રતાપસિંહે ત્યાંની સર્વ હકીકત જણાવી વિશ્વમોહિનીએ આપેલી ચીઠ્ઠી આપી અને ગાંસડી છોડી બતાવતાં કહ્યું:–"આ ચીઠ્ઠી છે અને આ મુદ્દો."

છબ્બીરંગી મહમદને જોઇને વિજયસિંહ ઘણોજ ખુશી થયો અને તેણે પ્રતાપને કહ્યું:–"આ દુષ્ટને એવી જગાએ રાખવો જોઇએ કે કોઇને ખબરજ ન પડે કે તે કયાં છે અને તેનું શું થયું નહી; તો જો ખડ્ગ-સિંહને ખબર પડશે તો ટંટો વધી જશે."

"તે બાબતનો મેં પ્રથમથી–વિચાર કર્યો છે. તેને એવી જગાએ હું મુકીશ કે તે જગાને માત્ર હુંજ જાણું છું" એમ કહેતાં પ્રતાપે ફરીથી મહમદની ગાંસડી બાંધી. મહમદ હજુ પણ બે શુદ્ધજ હતો.

નવલસિંહને બોલાવવા એક સિપાઇને મોકલ્યો. નવલસિંહ પ્રતાપ-સિંહનો એક જીવજાન દોસ્ત હતો, એટલુંજ નહીં પણ સગાઇમાં તે તેનો સાળો થતો હતો. ચાલાકીમાં, હોંશીઆરીમાં અને બુદ્ધિપ્રપંચમાં તે કોઇ પણ રીતે પ્રતાપથી ઉતરે તેવો નહોતો. નવલસિંહ આવી પહોંચતાંજ પ્રતાપે પુનઃ ગાંસડી પોતાની પીઠ ઉપર લીધી અને નવલસિંહને કહ્યું:- ' ચાલો મારી સાથે ચાલો, મારે તમારૂં એક કામ છે."

"એ તો ઠીક છે. પણ મારા [illegible] તમે આ બોજ ઉઠાવો એ મને ઠીક નથી લાગતું, માટે આ ગાંસડી મને આપો" કહી નવલે ગાંસડી પોતે લીધી અને પ્રતાપસિંહની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

શહેરની બહાર, જંગલ અને પહાડોમાં થઇને આડા અવળા રસ્તાઓએ

લગભગ બે ત્રણ ગાઉ દૂર જતાં એક અંધારી ખોજ આવી. બન્ને તેમાં પ્રવેશ્યા. આગળ ચાલતાં અજવાળું આવતાં પ્રતાપસિંહ ત્યાંજ અટક્યો અને નવલને કહ્યું:—" હવે ગાંસડી નીચે મુકો."

" ખરેખર અજબ જગા છે ! આજ સુધી હું આ તરફ કદી આવ્યો નથી લાગતો. તેમ આવી શકત પણ નહીં. વળી કોઇ આવે તો તે પાછો ભાગ્યેજ જઈ શકે. " નવલે આશ્ચર્ય પામતાં કહ્યું.

" હા, તેમજ છે. આ સ્થાનની માહિતી મારા શિવાય કોઇને નથી. તમને મારા પોતાનાજ સમજીને હું લાવ્યો છું. હવે તમારે બહુ કામ કરવાનું છે." પ્રતાપે ઉત્તર વાળ્યો.

" હું તમારો તાબેદાર છું અને કદાપિ જો આ જાનની દરકાર હોય તો તે આપવા પણ તૈયાર છું."

" જુઓ ત્યારે સાંભળો. હું જે કહું તેને ખ્યાલમાં રાખો. આ સ્થાગે જે પથ્થરનો દરવાજો દેખાય છે તેને કેમ ઉઘાડવો તે મારા શિવાય કોઇ જાણતું નથી. મારા ગુરૂજી જેણે મને રંગવિદ્યાનું શિક્ષણ આપ્યું છે તે જાણતા હતા. તે હવે નથી. મરી ગયા. હાલ મારા શિવાય બીજુ કોઇ નથી જાણતું. હું આજે તેને કેમ ઉઘાડવો તે તમને બતાવું છું. જેને જેને હવે આપણા હસ્તક પકડવામાં આવે તેને અહીં લાવી પુરવાથી નહીં કોઇને જણાય, કે નહીં કોઇ તેમને છોડાવી લઇ જઈ શકે. અહીં જે કેદીને કેદ કર્યા તેમના હાથ પગ બાંધવાની પણ જરૂર નથી; પણ માત્ર તે કેદી છે એમ તે જાણે માટે તેમના પગમાં બેડી માત્ર ઘાલવી. આથી તેઓ ધીમે ધીમે ફરી શકશે. વળી કેદીઓને ખાવા પીવાની ફિકર પણ અહીં કરવાની નથી, કારણ અંદર એક ન્હાની પાણીની નહેર કુદરતી અખંડિત વહ્યા જાય છે, તેમ ખાવા માટે ફળાદિ પુષ્કળ મેવો થાય છે.

આ કેદીને પણ આપણે અહીં કેદ કરીએ છીએ. ત્યાર બાદ પાછા ફરતાં તમારે એવું મહારાજને જણાવવું કે આજ કાલ હું બિમાર રહું છું અને તેથી એક મહિનાની રજા આપો તો હવા ફેર કરી આવું. એમ કહી એક મહીનાની રજા લેવી. હું તમને પ્રયત્ન કરીને પણ રજા અપાવીશ. રજા મળતાં તમારે વેશ બદલીને નવીનદુર્ગમાં જવું, ત્યાંજ ધામા નાંખવા, ત્યાંની હરેક પ્રકારની બાતમી રાખવી અને મને વારંવાર મળી તેનાથી જાણીતો રાખવો. વળી ઝપાટામાં જે દુશ્મો આવે તેને પકડી આ જગાએ પુરવા—" વિગેરે ઘણી વાતો પ્રતાપસિંહે નવલસિંહને કહી અને દરવાજો ઉઘાડવા માંડ્યો.

દરવાજાની ઉપર એક મ્હોટો લાંબો પ્હોળો વાઘ બનાવી મુકવામાં આવ્યો હતો. બે જણા પાસે જતાંજ વાઘે મ્હોં વિકાસ્યું. પ્રતાપસિંહે નવલસિંહને કહ્યું કે—" આ વાઘના મ્હોંમાં હાથ ઘાલો અને તેની જીભ બહાર ખેંચી કાઢો. જુઓ તેજીથી આ કામ કરજો નહિ તો વાઘ મ્હોં બંધ કરી દેશે અને હાથ ખોવો પડશે."

નવલસિંહે પ્રતાપસિંહની સૂચના પ્રમાણે તૈયાર થઇ પોતાનો હાથ વાઘના મ્હોંમાં નાંખી તેની જીભ તત્કાળ ઝડપી અને એક હાથ જેટલી બહાર ખેંચી કાઢી. એક મ્હોટો અવાજ થયો અને સ્હામેનો દરવાજો ખુલ્લો થઇ ગયો. મહમદની બાંધેલી ગાંસડી લેઇ બન્ને અંદર પ્રવેશ્યા તો નવલસિંહને એક ઘણુંજ મ્હોટું મેદાન લગભગ એક ગાઉ જેટલા વિસતાર વાળુ જણાયું. ચારે તરફ કોઈ પણ રીતે માણસ [illegible] શકે તેવી પહાડી દિવાલો આવી રહી હતી. વચ્ચો વચ્ચ એક ન્હાનું ઝરણું વહન કરી રહ્યું હતું અને સ્થાન જંગલી મેવાથી ભરપુર સોહામણું લાગતું હતું. ચારે બાજુ આવી રહેલી પહાડી જુદા જુદા પ્રકારની વનસ્પતિથી શોભી રહી હતી. સ્ફટીક જેવા જણાતા નિર્ઝરોમાંથી ખળખળ કરતા નીચે ઉતરી

આવતા પાણીનો મધુરો અવાજ ઘણોજ પ્રિય લાગતો હતો. પવન વહન થવાથી હાલતા વૃક્ષપલ્લવોનો ઘણઘણાટ જાણે વાજીંત્ર સમ નાદ કરતો દુઃખી દિલની પણ ઉદાસિનતા દૂર કરે તેવો હતો. વચમાં વચમાં થતા મયુરોના ટહુકા વાજીંત્રમાં શરણાઇની માફક આહ્લાદક જણાતા. પૂર્વથી પશ્ચિમ તરફ વહન કરતા નિર્ઝરના બન્ને બાજુ આવી રહેલાં વૃક્ષોનાં ફળો પરિપકવ થયેલાં જાણે હમણાં તુટી નીચે પડશે એમ લટકી રહ્યાં હતાં પાણી એટલું નિર્મળ હતું કે નીચેની જમીન સાફ જણાતી હતી. પાણી કોઇ ઠેકાણે હાથભર તો કોઈ ઠેકાણે કમરભર તો કોઇ ઠેકાણે વળી એથી વધારે કે ઓછું એમ ઉંડું હતું. કંઇ કંઈ પહાડમાં કુદરતી જાણે ઓરડીઓ બનેલી જણાતી હતી અને આ સર્વથી આ સ્થાન જાણે વિલાસીઓના વિલાસ સ્થાન જેવું જણાતું હતું. એવું સુરમ્ય અને મોહક આ સ્થાન હતું કે વર્ષોનાં વર્ષો રહેતાં પણ કોઇ પણ પ્રકારની અશાંતિ ન થતાં સદૈવ પ્રસન્નતા વધતીજ રહે. આવું સુંદર સ્થાન તે હોવા છતાં પણ જ્યારે તે કેદખાના તરીકે વપરાતું તો તેવે પ્રસંગે હજારો વર્ષ પર્યન્ત પણ સપડાયલા કેદીને તે મુકત થવાને માર્ગ આપે તેવું ન હોવાથી તે તેવે પ્રસંગે ગમે તેવા કઠણ હૃદયને પણ કંપાવે તેવું બીહામણું ભાસે તો તે સ્વાભાવિકજ છે.

પ્રાતઃકાળ થયો. સૂર્યોદય થયો. મહમદની ગાંસડી છોડી તેમાંથી એક ખંજર અને વેશ બદલવાની બચકી જે મહમદની હતી તે લેઇ લીધી. તેના પગમાં એક [illegible] નાંખી દીધી હવે તેને શુદ્ધિમાં આણ્યો. શુદ્ધિમાં આવતાં તે પોતે એક અજાણ્યા સ્થળે છે અને પગમાં બેડી છે, એમ જોતાંજ તેને તેનાં સોચે વર્ષ પૂરાં થઇ ગયાં છે અને દેવના દૂતોજ તેને ત્યાં તેને લાવ્યા છે. એમ લાગ્યું. તે તો આખરની બંદગી કરવા મંડી પડયો. આ બંદગી ઉપર પ્રતાપને હાસ્ય થયું અને તે બોલ્યોઃ—

" મિયાં સાહેબ ! તમે અમારા કેદી છો માટે આમ જુઓ."

મહમદે ઉચું જોયું. પ્રતાપસિંહને ઓળખ્યો ઓળખતાંજ હોંશ ગગડી ગયા. અને હવે તેને સ્પષ્ટ લાગ્યું કે જે નહોતા મુઆ તો હવે મુઆ. બીબી ચન્દ્રકાન્તાની સુરતને બદલે પ્રતાપની મૂરત જોવાથી તે એટલો ગભરાયો કે એક પણ શબ્દ તે બોલી ન શક્યો.

મહમદને ત્યાંજ નિર્ઝર કિનારે પડેલો મુકી પ્રતાપસિંહ અને નવલસિંહ બન્ને મિત્રો બહાર નીકળ્યા.

"જેવી રીતે વાઘના મ્હોંમાંથી જીભ બહાર ખેંચી કાઢી હતી તેવીજ રીતે અંદર પાછી મુકી તેની પાસેથી દુર ખસી જાઓ." બહાર નીકળતાં પ્રતાપસિંહે નવલસિંહને કહ્યું.

આજ્ઞા પ્રમાણે નવલસિંહે કરતાંજ જોરથી અવાજ સાથે દરવાજો બંધ થયો અને પુર્વવત ગલીમાં થઇને બન્ને ઘર તરફ વળ્યા.

ફરી બન્ને મિત્રો જ્યારે વિજયસિંહ પાસે આવ્યા ત્યારે લગભગ પહોર દહાડો ચઢી ગયો હતો.

" એવો તે ક્યાં મહમદને પૂર્યો કે આટલી બધી વાર લાગી ? ! " વિજયસિંહે પ્રતાપસિંહને પૂછ્યું.

" આપને પણ તે સ્થાન બતાવીશ. " પ્રતાપે ઉત્તર વાળ્યો અને નવલસિંહને નવીનદુર્ગમાં રજા લઇ જવા [illegible] સૂચના પ્રતાપે આપી હતી તે સર્વ હકીકત વિજયસિંહને તેણે કહી.

સ્નાન પૂજા વિગરે આવસ્યક કાર્યોથી પરવારી નવલસિંહને લેઇ પ્રતાપસિંહ મહારાણાશ્રી ખડ્ગસિંહના દરબારમાં ગયા. ત્યાં નવલસિંહે રજાને માટે અરજ કરી. મહારાજા નવલસિંહને ઘણાજ વ્હાલા હતા અને

તેથી આમ માંદો થઇ એક માસ બીજે તે જાય તે તેમને ઠીક ન લાગ્યું. "અહિંજ દવા કરીશું" એમ કહી રજા ન આપી. વિજયસિંહ અને પ્રતાપસિંહ વચમાં પડયા અને તેમની ભલામણ થતાં આખરે મહારાજાશ્રીએ તેને રજા આપી.

દરબાર બરખાસ્ત થયો. કુમાર વિજયસિંહ મહારાજા ખડ્ગસિંહ સાથે મહેલમાં સીધાવ્યા અને પ્રતાપસિંહ પણ પોતાના પિતા ચતુરસિંહની સાથે પોતાને ઘેર ગયા.

નવલસિંહે રવાના થવાની તૈયારી કરી. જતાં જતાં અનેક શુભ વાર્તાઓ નવલસિંહ અને પ્રતાપસિંહને થઈ.

બીજે દિવસે પ્રતાપસિંહે વિજયસિંહને જે સ્થાને મહમદને કેદ પૂર્યો હતો તે સ્થાન બતાવ્યું. કુમાર તે જગા જોઇ ઘણોજ ખુશી થયો અને બોલ્યો:—"ભાઇ આ જગા જોઈ મારા મનમાં ઘણી ઘણી વાતો ઉત્પન્ન થાય છે."

"હા, મને આપનાથીએ વધારે થતું હતું, પણ ગુરૂજીએ ખુલાસો બતાવી સંદેહ નિવાર્યો ત્યારે શાંતિ થઇ. એ સર્વ હકીકત વળી આપને કોઇ વેળા કહીશ."

વિજયસિંહે આ શું હકીકત છે તે જાણવા હઠ લીધી અને પ્રતાપસિંહે પોતાના ગુરૂજીએ જે હકીકત કહી હતી તે સર્વ હકીકત વિજયસિંહને જણાવી. વિજયસિંહને આ સાંભળતાં અંતરમાં જાણે ઉંડી પ્રસન્નતા થઇ.

પ્રતાપસિંહે વિજયસિંહને શી હકીકત કહી અને શાથી વિજયસિંહ એટલો બધો ખુશી થયો તે આગળ ઉપર વાચકોને જણાવાશે.

બન્ને જણા પાછા મકાને આવ્યા. વિજયસિંહે પ્રતાપસિંહને કહ્યું:— "ભાઈ હવે મારાથી ધીરજ ધરી શકાતી નથી. જાણે એમ થાય છે કે

હવે તો ખડ્ગસિંહ સાથે જઇને લડીએ."

"એતો ઠીક છે. પણ તેમ કરવાથી વિશ્વમોહિનીના જીવને વિશેષ દુઃખ ઉત્પન્ન કરવા જેવું થશે. માટે આમ ન ગભરાઓ, ન મુઝાઓ. હું કાલે ફરીથી નવીનદુર્ગ જઇશ અને મહમદના ત્યાં ગુમ થવાથી ત્યાં શી હકીકત બની છે તેની ખબર કાઢીશ. ત્યારબાદ વળી આપણે બન્ને જઇશું."

"નહીં આમ કરીને બેસી રહેવું તે મરદાઇનું કામ નથી. માટે આજ તો હું જરૂર આવીશજ" વિજયસિંહે આગ્રહી ઉત્તર આપ્યો.

"તો ઠીક, જઇશું તેમાં શું હરકત છે. પણ એક કામ કરવું પડશે. શીકારના બહાને મહારાજાની ચાર પાંચ દિવસ રજા લેજો અને આપણી સરહદ ઉપર તંબુ લગાવજો. ત્યાંથી અઢી ગાઉ માત્ર વિશ્વમોહિનીનો મહેલ છે. પછી યોગ્ય લાગશે એમ કરીશું."

આ વાત કુમારને પસંદ પડી અને તે પ્રમાણે કરવાનું ઠર્યું.

થોડા દિવસ વીતતાં વિજયસિંહે શિકાર જવાને બહાને રાજા અજીતસિંહની રજા આઠ દિવસ માટે આખરે મેળવી. વિશ્વાસુ અને ચાલાક ખાસ મન પસંદ હજુરીઓને સાથે લેવામાં આવ્યા હતા. નવિનદુર્ગ અને વિજયગઢની સરહદ ઉપર સવારી આવી પહોચી અને ડેરા તંબુ નંખાયા ત્યારે માત્ર કંઇકજ દિવસ બાકી હતો. વિજયસિંહને તંબુમાંજ આરામ લેવા વિનંતિ કરી પ્રતાપસિંહે પ્રથમ નગરમાં પ્રવેશી ત્યાંના હાલ હવાલ મેળવવાનું યોગ્ય વિચાર્યું. ત્યાં તપાસ કરતાં રાજમંત્રી મરણ પામવાની અને સુતક ઉતરતાં દુર્જનને મંત્રિપદ મળશે એવી બાતમી .... એકાએક મંત્રિનું મરણ શાથી નિપજ્યું તે સંબંધી વાચકોને વિચાર ઉદ્‌ભવવાનો સંભવ તેથી તેનું નિરાકરણ પ્રથમથીજ કરવામાં આવે છે.

મહમદ ગુમ થયો, આથી અહમદ ઘણોજ ઉદાસ થઇ ગયો. દુર્જ-

નસિંહને પણ બહુ લાગ્યું. રખેને પોતાને પણ વખતે પકડી ન જાય એમ ભય ઉત્પન્ન થયો અને તે સંબંધી ચિંતા કિટ-કાળજુ કોરવા લાગ્યો. ખડગસિંહ મહારાજાના દરબારમાં તો રોજ તેને જવાનું તેથી ત્યાં પણ સાચી જૂઠી ઠોકી તે મહારાજાને ચોંકાવવા લાગ્યો.

એક દિવસે, અહમદે દુર્જનને એવી સલાહ આપી કે, હવે જેમ અને તેમ જલદી તેના પિતા વેરસિંહને રામ શરણ કરવો અને મંત્રિપદ મેળવવું. આથી સત્તા વધતાં કામ જલદી પાર પડશે. દુષ્ટ દુર્જનને આ વાત ગળે ઉતરી. એકવાર લાગ સાધી જહેર દીધું અને પોતાના બાપને પુરા કરી દીધા. વેરસિંહ ગુજરવાથી મહારાજાએ ઘણો શોક કર્યો, શહેરમાં પણ શોક છવાયો અને કેટલાક દિવસ દરબાર ભરવામાં ન આવ્યો.

પિતાનો શોક દેખીતી રીતે તો દુર્જને પણ ઘણોજ પાળવા માંડ્યો પણ તેની આંતર સ્થિતિ જૂદા પ્રકારની હતી. દિવસે શોકનાં સર્વ ચિન્હો ધારણ કરતો ત્યારે રાત્રે તે અહમદની સાથે કેવી રીતે વિશ્વમોહિનીને મેળવવી અને વિજય તથા પ્રતાપને કેમ સત્વર પકડવા તેનાજ વિચારમાં અને તેનીજ યુક્તિઓ રચવામાં મશગુલ રહેતો. વિજયસિંહે શિકાર કરવાના નિમિત્તે સરહદ ઉપર ડેરા તંબુ લગાવેલા હતા. અહમદે આ ખબર દુર્જનને પહોંચાડી હતી અને વિશ્વમોહિની માટેજ વિજયસિંહનું આવાગમન થએલું એમ તે માનતા હતા. આ વખતે અહમદની ખરેખરી જરૂર હતી ત્યારે તે ગુમ થયો હતો, તેની ખરી ખોટ પડી હતી. હવે તેના વગર કામ ચલાવ્યા સિવાય છુટકો નથી એમ આશ્વાસન આપતો અહમદ ... જય કાર્ય પ્રવૃત્ત થવા ચાલ્યો.

# પ્રકરણ ૫ મું.

---

## પાસા પલટાયા.

---

ઇશ્વરની ઇચ્છા વિના, તુટે ન તરણું એક,
માનવ બુદ્ધિ શું કરે, જ્યાં પ્રભુ રાખે ટેક.

---

" ખરેખર દુર્જનની દુર્જનતાને તો છેડોજ નથી. તેણે પોતાના પિતાને માર્યો તો તે બીજું પણ શું ન કરે ? ! અરે રાજા ઉપર પણ હાથ ઉઠાવે તો ! તેનું શું ઠેકાણું ? "

" સત્ય છે. એ પાજી ઘણોજ ના લાયક છે. એ બનશે ત્યાં સુધી આપ કહો છો તેમ બહુજ જલ્દીથી મહારાજા ઉપર પણ ચાલાકી કરવા પ્રયત્ન કરશેજ. "

ઉપર પ્રમાણે ધીમે ધીમે વાતો કરતા કરતા બે યુવાન મિત્રો નવિનદુર્ગના માર્ગે જતા નજરે પડતા હતા. રાત્રી [illegible] ગીતી હતી. આખરે આ બન્ને મિત્રો ધારેલે સ્થાને આવી પહોંચ્યા.

રાત્રિ અંધારી હતી. આથી એક દીવો મુકી તેનાથી થોડે છેટે એક સોફા ઉપર ત્રણ સખીઓ વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતી વાર્તાલાપમાં પડેલી બેઠી હતી. મણીકાન્તાનું ધ્યાન વાર્તામાં હોવા છતાં

તેની નજર ચારે બાજુ ફરતી હતી.

આ બે મિત્રો કોણ તે તો વાચકે સહજજ જાણ્યું હશે. તે અન્ય કોઇ નહીં પણ વિજયસિંહ અને પ્રતાપસિંહ હતા પ્રતાપસિંહે આજ રાત્રિએ કુમાર અને રાજકન્યાની મુલાકાતનું નક્કી ઠેરવ્યું હતું અને બગીચામાં વિશ્વમોહિનીની મુલાકાત થાય તે હેતુથી તે બન્ને આવી પહોંચ્યા હતા.

વિજયસિંહે છેટેથી વિશ્વમોહિનીને વાર્તા કરતાં જોઇ. તેને જોતાંજ તેની સ્થિતિ ચિત્રં વિચિત્ર બની. શરીર કમકમવા લાગ્યું અને તે શુદ્ધિ ખોઇ નીચે પડયો. પ્રતાપે તુરતજ તેને હવા સુંઘાડી જાગૃતિમાં આણ્યો અને કહ્યું:-" આ પ્રમાણે પારકી જગામાં શુદ્ધિ ખોવી તે બરોબર નથી."

વિજયસિંહ શરમાયો. તેને તે કયે ઠેકાણે છે તેનું ભાન આવ્યું અને સાવધ થઇ ગયો.

વિજયસિંહને ત્યાંજ છેટે ઉભો રહેવા દઈ પ્રતાપ ત્રણે સખીઓ વાતો કરતી હતી તે તરફ વળ્યો.

પ્રતાપસિંહને એકલો આવેલો જોતાંજ વિશ્વમોહિની બોલી ઉઠી:- "શું તમે એકલાજ છો ?! બહાદુરી આનુંજ નામ કે ? આવી હિમ્મત રાખવા કરતાં મરી પરવી [illegible] ! ખોટી હોશીયારી શું કામ મારો છો ? ? તે જો [illegible] મળી શકે તેમ નથી તો [illegible] આ જીવન નકામું છે." વિશ્વમોહિની ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી.

" વાહ ! આતો અજબ રીત જોઇ ! નથી ખબર પૂછતાં, નથી કાંઇ બોલતાં અને રડવાજ માંડે છે. !"

---

પ્રતાપસિંહે કહ્યું અને તુરત તે વિજયસિંહ ભણી પાછો ફર્યો.

થોડીજ પળમાં પ્રતાપ અને વિજયસિંહ બન્ને ત્યાં આવી ઉભા. કુમારને જોતાં રાજકન્યા ઘણીજ પ્રસન્ન થઇ ગઇ. બન્ને પ્રથમ તો ખુબ રોયાં—એક બીજાની સાથે બોલી પણ ન શકયાં. ધીમે ધીમે શાંત પડતાં હવે સર્વ પ્રેમવાર્તામાં પડયાં.

આ તરફ ફરતો ફરતો અહમદ આજ વખતે બગીચામાં આવી પહોચ્યો. મિજલસ ઉડાવતી મંડળી જોઇ તેના પેટમાં હોળી સળગી અને તુરતજ દુર્જનસિંહને તે ખબર કહેવા દોડયો.

ગભરાતો દોડતો અહમદ આવી પહોચતાંજ દુર્જને પૂછ્યું:—"કેમ શું છે?!

"અરે શું શું છે?! જે હું ધારતો હતો તેજ થયું છે. લાગ ઉત્તમ છે. જો આ દાવ ગયો તો પછી આપણું ફરી વળ્યું સમજવું."

"પણ છે શું તે તો કહે. સ્પષ્ટ બોલ્યા વગર શું ખબર પડે કે તું શું કહે છે."

"લ્યો. ત્યારે ચોખ્ખે ચોખ્ખુ કહેવાનું કે, વિજયસિંહ અને પ્રતાપસિંહ અત્યારે બાગમાં આવેલ છે અને આ વખતે વિશ્વમોહિનીની સાથે ચેન બાજી ઉડાવે છે."

આ વાત સાંભળતાંજ દુર્જનની [illegible] થઇ [illegible] દુનિયાં જાણે તેને સ્મશાનવત્ બની. પિતાના જાહેર શોકમાં તેણે મુછો ઉતરાવેલી તેથી વગર મુછે તે બહાર ક્યાંઇ જતો નહોતો પણ આ ખબર સાંભળતાં તત્કાળ તે ઉભો થયો અને જેમ તેમ કપડાં પહેરી લેઇ મહારાજા ખડ્ગસિંહની પાસે દોડયો.

એકાએક આમ બ્હેબાકળા બનેલા, હાંફલા ફાંફલા શિરમુંડ દુર્જનને આવતો જોઇ મહારાજા સાહેબ બોલ્યા:—

"કેમ રે દુર્જનસિંહ! આ પ્રમાણે એકાએક શું છે?! પિતાનો શોક છોડી દઇ આમ તમને બહાર નીકળેલા જોઈ આશ્ચર્ય થાય છે."

"કૃપાનાથ, મારા પિતા તો આપજ છો. તે ભાગે ગેંઢા કર્યો પણ પાલણ પોષણ કરી નભાવનાર પિતા આપજ છો. જ્યાં આપની આબરૂને બટ્ટો લાગવાનો પ્રસંગ આવે ત્યાં મારી જીંદગી શું કામની અને હું કેવો ગણાઉં.?!" દુર્જને ઉતાવળે ઉતાવળે કહી નાંખ્યું.

વાર્તા સાંભળતાં મહારાજાને સ્વાભાવિકજ ગુસ્સો ઉત્પન્ન થયો.

"દુર્જન! એવો કોણ દુષ્ટ છે કે મારી ઇજ્જત ઉપર હાથ નાંખે છે?" ગુસ્સામાંજ મહારાજા બોલી ઉઠયા.

"એક રાંકો આદમી" દુર્જને નરમાશથી ઉત્તર વાળ્યો.

"જલદી બોલો કે તે કોણ છે?! ખરેખર તેના માથે મરણ ભમતું હોવું જોઇએ." દાંત પીસતાં મહારાજા ગાજ્યા.

"વિજયસિંહ" વિશેષ નરમાશથી દુર્જને ધીમેથી કહ્યું.

"અરે તેનું શું ગજું કે તે મારી સાથે મુકાબલો કરે? તે બિચારો શું ઇજ્જત બગાડી ——ર્જનસિંહ તમારી વાત સમજાતી નથી માટે ..જલ્દી કહો કે વિજય ક્યાં છે?!" મહારાજાએ વિશેષ પૂછ્યું.

"આપના નજર બાગમાં"

મહારાજાએ તુરતજ બાગને ચારે બાજુએથી ઘેરી લેવાની આજ્ઞા

કરી અને પોતે ત્યાં જવા તૈયાર થવા લાગ્યા.

અહીં વિજયસિંહ વિશ્વમોહિની સાથે અને પ્રતાપસિંહ મણિકાન્તા સાથે ધીમે ધીમે મીઠી મીઠી વાતોમાં મશગુલ થઇ ગયાં છે. વસંતમાલતી બાચારી બેઠી બેઠી વાર્તા કરતાં પ્રેમી યુગલનાં મ્હોં જોતી બેઠી છે એવામાં એકાએક એક કાળા વિરૂપ બાહુકજીએ કુદકો મારી ત્યાં પ્રવેશ કર્યો. વિશ્વમોહિની, મણિકાન્તા અને વસંતમાલતી આ અણધારી આકૃતથી એકદમ ચોંકયાં, વિજયસિંહને પણ આ નવીન આકૃતિ જોતાં હાસ્ય અને આશ્ચર્ય થયું પણ પ્રતાપસિંહને કાંઇ પણ નવાઇ ન લાગી. બાહુકજીએ આવતાંજ પ્રતાપસિંહ સ્હામુ જોયું અને કહ્યું:—

ખબર પડી રાજાજીને તે આવે હમણાં અહીં,

સાવધ હો, તત્પર હો, શાણા, ક્ષણ રોકાશો નહીં.

તુરતજ વિરૂપ આકૃતિ કૂદતી કૂદતી અદૃશ્ય થઈ ગઇ. જતાં જતાં વસંતમાલતીને પકડી થોડે દૂર સુધી ઘસડી અને છોડી દીધી. સર્વ આ બલાથી ગભરાયાં અને વસંત તો બીચારી આભીજ બની ગઇ. બલા દૂર થતાં તુરતજ પ્રતાપસિંહે કુમાર તરફ જોતાં કહ્યું:— "હવે જલદી કરો. એક ક્ષણ પણ અહીં ટકવાનો હવે વખત નથી. મહારાજા આ તરફ આવે છે. તે આવે ત્યાં સુધી તમો ત્રણે સખીઓ જેમનાં તેમ બેસી રહેજો. અમારે આજ એકાએક જવું પડે છે તેથી દિલગીર ન થશો."

વિજયસિંહ અને પ્રતાપસિંહે જવા [illegible] અને જતાં રોકી વિશ્વમોહિનીએ કહ્યું:—"તે કોણ હતું કે જેના કહેવાથી આમ એકાએક જવું પડે છે. ?"

'અત્યારે વિશેષ વાર્તા કરવાનો વખત નથી. અમને જવાદો નહીં

તો પરિણામ ભયંકર આવશે" પ્રતાપે ટુંકમાંજ ઉતર વાળ્યો અને બન્ને મિત્રો ત્યાંથી બહાર જવા નીકળ્યા.

કુમારના આ પ્રમાણે એકાએક જવાથી વિશ્વમોહિનીને ઠીક ના લાગ્યું. તેની આંખ્યોમાંથી ચોધાર આંસુ નીકળવા લાગ્યાં રડતાં રડતાંજ તેણે મણિકાન્તાને પૂછ્યું:-બ્હેન! એ ઘડીમાં શો રંગ ફરી ગયો તે કાંઈ સમજાતુંજ નથી. તે પિશાચને જોઈ હાય હું કેટલું ડરી. જો તો ખરી મારૂં હૃદય કેવું કંપે છે. જાણે અમુઝણ થાય છે. બ્હેન તને શું લાગ્યું?"

'જો કે બરોબર તો સમજ ન પડી પણ મને તો એટલું લાગ્યું કે કુમાર અહીં આવ્યા છે તેની ખબર મહારાજાને પડી છે અને તેથી કુમાર અને પ્રતાપસિંહને જવાનું તે બલાએ સૂચવ્યું. મારે મહારાજા અહીં આવતા હશે." મણિકાન્તાએ ઉતર વાળ્યો.

"પણ કોણ જાણે તેને મારી સાથે શું વેર હશે તે મને પજવી" વસંતમાલતીથી બોલ્યા વગર ના રહેવાયું.

આ વાત સાંભળી મણીકાન્તા હસી. તેને પણ શું થઇ ગયુ તેની સમજ ન પડી. આ સંબંધીજ વાતો થોડી ક્ષણ ચાલી એટલામાં ચારે બાજુ જાણે માણસોનો અવાજ આવવા લાગ્યો.

"આ બાગ સિપાઇઓએ ચારે તરફ ઘેર્યો લાગે છે જો." વસંતમાલતી બોલી અને તેજ ક્ષણે સ્હામેથી આવતા ખડ્ગસિંહ મહારાજા તરફ ત્રણે સખીઓની દૃષ્ટિ

ત્રણે સખીઓ ઉભા થઇ. વિશ્વમોહિનીએ પિતાશ્રીને નમન કરતા કહ્યું:-"આમ એકાએક આપ મુરબ્બી અત્રે આવવાથી—" વધારે તે બોલી શકી નહિ.

"બ્હેન સ્હેજજ આવ્યો છું એકાએક તું મને સાંભરી આવી અને બાગમાં છું એવી ખબર મળતાંજ તને જોવાને હું નીકળી આવ્યો, બ્હેન હવે મહેલમાં જાઓ બાગમાં ઠંડી વધારે જણાય છે અને તેથી વખતે તબીઅત બગડશે." મહારાજાએ ઉતર વાળ્યો અને તે મહેલ તરફ વળ્યા.

વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતી ત્રણે સખીઓ પણ પાછળ પાછળ મહેલ તરફ ચાલી. મહારાજા પોતાના ખંડમાં પધાર્યા, તેમને શોકની છાયા જાણે પ્રસરી હોય તેમ સ્પષ્ટ જણાતું હતું. "ખરેખર બીચારી ભોળી બાળાને દુષ્ટ દુર્જન નાહક બદનામ કરતો હતો. તે અધર્મીએ શું ધાર્યું છે તે સમજાતું નથી. ખુલ્લી રીતે આળ મુક્યું. હવે તે પુત્રિ સાંભળશે તો શું કહેશે અને કરશે? આવા કૃતધ્નિનું તો મ્હોં પણ ના જોવું જોઇએ. અરે તેને એવી સજા કરવી જોઇએ કે ફરી આવું કાળુ કર્મ તે કરીજ શકે નહીં" મહારાજા મનમાંજ ક્રોધયુક્ત મુદ્રાથી બબડ્યા અને દુર્જનને બોલાવવા એક ચોપદારને મોકલ્યો.

ઘણા સિપાઇઓની સરદારી કરતો, દુર્જનસિંહ પ્રસન્ન ચિત્તથી બાગની આસપાસ આમ તેમ ઘુમતો હતો ત્યાં આવી ચોબદારે મહારાજા સાહેબ બોલાવે છે એવી ખબર આપી.

"મહારાજ ક્યાં છે?। શું કરે છે?।" દુર્જને ચોંકતા સ્વરે પૂછયું.

"મહેલમાં છે. હમણાંજ બાગમાંથી પાછા પધાર્યા છે. ગુસ્સામાં હોય તેમ જણાય છે અને આપને જલદી બોલાવે છે." ચોપદારે સવિનય ઉત્તર વાળ્યો.

આ સાંભળતાંજ દુર્જનના પેટમાં તેલ રેડાયું, શું ચોર નહીં મળ્યો હોય? તેવી શંકા થઈ અને ના છુટકે તે સભય હૃદયે મહારાજા પાસે ચોપદાર સાથે આવ્યો.

દુર્જનને દેખતાંજ મહારાજાની આંખ્યો લાલચોળ થઇ ગઈ. ને

આવેશમાં આવી બોલ્યાઃ–"કેમરે દુર્જન! તુંજ મારી પુત્રિને ખોટું કલંક લગાડનાર કે!! તુંજ મિથ્યા બાગને આટલા બધા માણસોથી ઘેરનાર અને નકામી ફજેતી કરનાર કે!! તુંજ આમ નાહક સર્વને હેરાન કરનારકે?! બોલ દુષ્ટ, ચંડાળ, અધર્મી, વિજયસિંહ બાગમાં કયાં છે?!"

મહારાજાના ક્રોધ ભર્યા શબ્દો સાંભળતાં દુર્જનના હોસ કોસ ઉડયા. તેના પગ ધ્રુજવા લાગ્યા. થથડને અવાજે તે ભાગ્યા તુટયા શબ્દો બોલ્યોઃ–"મહેલના પહેરા ઉપર મુકરર કરેલા અહમદે મને ખબર આપી હતી."

તુરતજ અહમદને પકડી મંગાવવાનું ફરમાન થતાં થોડીજ ક્ષણમાં તેને હાજર કરવામાં આવ્યો.

ભયથી તેનું શરીર કંપતું હતું અને ના ઉમેદીનો પાર રહ્યો નહોતો. તેને પૂછતાં માત્ર તે એટલુંજ કહી શકયો કેઃ–"મેં જે નજરો નજર જોયુ હતુ તેજ દુર્જનસિંહને કહ્યું હતું પણ વખતે કોઈ બાજે રસ્તે તે જતો રહ્યો હશે."

મહારાજાનો ગુસ્સો હાથ ન રહ્યો. પચાશ કોરડા દુર્જનને અને સો કોરડા અહમદને મારવાનો હુકમ ફરમાન થયો.

"જાઓ. આજે આટલાથીજ છોડું છું. પણ હવે જો કોઇ વખત આવું નાલાયક કામ કર્યું છે તો શિરચ્છેદ થશે. દુર્જન તું મંત્રિ થવાનો લાયક નથી જણાતો." મહારાજાએ કહ્યું.

[illegible] થતાંજ કોરડાના સપાટા પડવા લાગ્યા. બન્નેએ રડારોળ કરવા માંડી પણ તેથી મહારાજા શાંત ન થયા, કોરડા પૂરા થતાં બન્નેને બહાર લેઈ જવામાં આવ્યા. મહારાજા આરામગૃહમાં ગયા અને રાત્રિ અસ્વસ્થ સ્થિતિમાંજ કાઢી.

દુર્જન અને અહમદ પણ ઘેર જઈ પાછા એકઠા થયા. બન્ને વચ્ચે પણ તકરાર જામી.

"ખરેખર તારે લીધે મારી આબરૂપર ધુળ ફરી. હું થોડાજ રોજમાં મંત્રિ દ મેળવત પણ તે તો જાણે ગયું પણ તારા પ્રતાપે ઉલટો કોરડાનો માર ખાવો પડયો." દુર્જને અહમદને કહ્યું.

"અરે ઉલટો ચોર કોટવાળને દંડે એવું થાય છે. તમારે લીધે મારે વેઠવું પડ્યું કે મારે લીધે તમારે ? ! પડે નહીં વિશ્વમોહિની અને વિજય ચૂલામાં. મારે શું તે હું કોરડાનો સવાદ ચાખું." અહમદે રહામો ઉત્તર આપ્યો.

"ખરેખર આપણુ બન્નેને ધિક્કાર છે કે આટલું થતાં પણ વિજયસિંહ પકડાયો તો નહીંજ." દુર્જને ઝઘડો પતાવવા કહ્યું.

"હવે નક્કી જાણજો કે કુમાર મહેલમાં હવે રોજ આવ જા કરશે. આથીજ તેણે પોતાનો મુકામ સરહદ ઉપર રાખ્યો છે, પણ હવે ડહાપણ કરવાનો વખત નથી. વળી તેને નજરો નજર જોઇએ, ખબર કરીએ અને પકડાતાં પહેલાં તે કોઇ રીતે છટકે તો હવે તો મુઆજ સમજવા." અહમદે જવાબ વાળ્યો.

"હવે તો એવી યુક્તિ કરવી જોઇએ કે મહારાજા સાહેબ નજરો નજર વિજયસિંહને જુએ. આથી આપણુને કાંઇ વેઠવું ન પડે અને આપણી મુરાદ હાંસિલ થાય." દુર્જનસિંહે અહમદ તરફ જોઇ કહ્યું.

"હા. હવે તો તેમ થાય તોજ બચવાનો આરો છે."

શું કરવું તેનો ઘણો વખત વિચાર કરી-ઘણી ઘણી વાતો કરી આખરે બન્ને છુટા પડયા.

---

# પ્રકરણ ૬ ઠું.

## કરણી—પાર ઉતરણી.

બુદ્ધિ છે માનવ વિષે, શુદ્ધ દૈવી બક્ષિસ,
નૃપતિ પણ તે વાપર્યે, સહસા નામે શિષ.

પ્રાતઃકાળ થઇ ગયો હતો. મહારાજા ખ[illegible]ગસિંહ આખી રાત્રિ અસ્વસ્થ ગાળી અત્યારમાં ઉઠી નાહી ધોઇ પરવારી દિવાનખાનામાં એક ઉમદા ગાદી ઉપર બેઠા બેઠા હુકો ગગડાવી રહ્યા હતા. તે વખતે ઉઘાડે માથે, ધુળ ઉડાડતો, કેશ ખેંચતો, રડતો કકળતો એક મનુષ્ય ત્યાં આવી પહોંચ્યો. દરવાનોએ તેને મહારાજાશ્રી તરફ જતાં રોકયો પણ તે શોર બકોર એટલો કરતો હતો કે, મહારાજાનું ધ્યાનજ તેના તરફ દોરાયું અને તે કોણ છે, કેમ આવ્યો છે અને શાથી આટલું કલ્પાંત કરે છે તે કહેવા મહારાજાએ આજ્ઞા કરી.

આજ્ઞા થતાંજ રડતી આકૃતિએ કહેવા માંડ્યું:—"ખુદાવિંદ હું [illegible] એક નફર છું. મારૂં નામ સત્યનાથ છે. મેં ઘણીએ ના કહી! ચોખ્ખું કહ્યું કે મહારાજનું નિમક ખાધું છે તે હરામ ના કરો પણ પેલા અહમદની શીખવણી આગળ મારૂં કાંઇ ના ચાલ્યું. ઉલટો ખુબ માર ખાધો અને મારી પાસે હતું તે સર્વસ્વ લુટી લઇ બન્ને આપ કૃપા-

જીનું શરણુ છોડી અમલગઢના રાજાને શરણે ગયા છે. અરેરે મારૂં સત્યાનાશ વળી ગયું. મારી ત્રણ વર્ષની કમાણી ધુળ મળી ગઇ. સત્યાનાશ જજો એનું કે મને મારીને અધમુઓ કરી નાંખ્યો. એક પાઇ પણ રહેવા ન દીધી. હવે હું બાળબચ્ચાંને શું મ્હો દેખાડીશ રે મારા બાપ” સત્યનાથે પોકેપોક મૂકીને રડવા માંડયું, તેને પરાણે છાનો રાખવામાં આવ્યો. મહારાજાશ્રીને હકીકત સાંભળી ઘણોજ ગુસ્સો ચઢયો. તુરતજ દુર્જન કયાં છે તેની તપાસ કરાવી. ખબર આવી કે દુર્જનસિંહ ઘણાજ બીમાર છે અને ઉઠી પણ શકે તેમ નથી. સત્યનાથે હાથ જોડી કહ્યું કે, મહારાજ સઘળો પ્રપંચ છે. ઘરનાં માણસો પણ સર્વ ફુટેલાં છે. માટે તપાસ કરશો તો સત્ય તરી આવશે ને જૂઠ પકડાશે.

મહારાજાએ દિવાનને જાતે જઇ ખાત્રી કરી આવવા આજ્ઞા કરી. દિવાન સાહેબે તપાસ કરી મહારાજાશ્રીને જણાવ્યું કે, કૃપાનાથ ! દુર્જન ઘરમાં તો નથીજ અને ઘરનાં માણસો તે કયાં છે તેનો યોગ્ય પત્તો બતાવતાં નથી.

હવે મહારાજને લાગ્યું કે દુર્જન જરૂર અમલગઢ ગયો હશે. એક નોકરને દુર્જનને ઘેરથી પકડી મંગાવી તેને મહારાજાએ પૂછવા માંડયું. નોકરે બાગ્યા તુટયા ઉડાઉ ઉત્તરો આપ્યા પણ ખરો પત્તો ન આપ્યો. સત્યનાથે કહ્યું, જ્યાં સુધી તેને તેના અપરાધનું ફળ નહી મળે ત્યાં સુધી તે નહીં માને. મહારાજાએ તેને માર મારવાનું ફરમાન કર્યું. નોકરના હોંશ ગગડી ગયા અને માર ખાતા પહેલાંજ તેણે જણાવ્યું કે દુર્જનસિંહ અને અહમદ અમલગઢ ગયા છે.

ખડ્ગસિંહ મહારાજને ક્રોધ ઉત્પન્ન થયો તેનું વર્ણન કરવા લેખિની અસમર્થ છે. મહારાજાએ આજ્ઞા કરી કે—

(૧) દુર્જનના મકાનમાંથી સર્વ સ્ત્રી પુરૂષોએ એક કલાકની અંદર તે મકાનમાંથી નીકળી જઇ પોતાના જીવની પરવા હોય તો રાજની સરહદની બહાર જતાં રહેવું.

(૨) દુર્જનનું મકાન લુટાવી દેવું.

(૩) મકાન લુટતાં જે રોકડ નાણું મળી આવે તે પૈકી જેટલું સત્યનાથ પોતે ઉચકી લઇ જઇ શકે તેટલું તેને લઇ જવા દેવું અને બાકીનું સરકાર તીજોરીમાં જમા કરવું.

સત્યનાથને રાજમાં નોકરી કરવી હોય તો તેને આપવી.

હજુર ફરમાન થતાંજ સત્યનાથ સહુથી પહેલો દુર્જનના મકાને પહોચ્યો. બીજા પણ દરબારી માણસો દિવાનસહ થોડીવારમાં આવી પહોચ્યાં. દુર્જનનાં કુટુંબી જનોને મહારાજાશ્રીનું ફરમાન નિવેદન કર્યું. અને તુરતજ મકાનનું તમામ રોકડ જવાહીર નાણું દિવાને એક બાજુ એકઠું કરવા માંડયું. એકઠું કરવા માંડયા પુર્વેજ સત્યનાથ તો કયારનોએ પોતાનો ભાગ લેવા તૈયાર થઇજ રહ્યો હતો. દિવાને બે હજાર રૂપિયા સત્યનાથને આપવા માંડયા. સત્યનાથે કહ્યું:—આમાં તે હું શું લઉ ? ! આટલા તો મારી એક કુખમાં હું દબાવી લઇશ. મહારાજાની આજ્ઞા પ્રમાણે મારાથી લેવાય તેટલું લેવા દો. દિવાનજી આથી બળી ઉઠયા પણ મહારાજનું ફરમાન ત્યાં શું ચાલે ? સત્યનાથને ખજાનાના ઢગલા અગાડી ઉભો કરવામાં આવ્યો અને " લે તારાથી લેવાય તેટલું ઉઠાવ જોઇએ " એમ દિવાને કહેતાંજ સત્યનાથે જોતજોતાંમાં દશ બાર હજાર રૂપિયા ઉઠાવ્યા. કેટલાક માથે પોટલું બાંધી મુકયા કેટલાક બગલે લટકાવ્યા, કેટલાક પીઠે લાધ્યા અને કેટલાક હતા તે મ્હોંમાં પણ ભર્યા; અને રસ્તો લીધો. હાજર હતાં તે સર્વ કહેવા લાગ્યાં કે ખરેખર આ મનુષ્ય નથી

પણ માનવરૂપે રાક્ષસજ છે.

હજુર ફરમાન પ્રમાણે મકાન લુટાયું. સ્ત્રી પુરૂષોએ રોતાં કકળતાં અમલગઢનો રસ્તો લીધો.

સત્યનાથ પૈસા સાથે સીધો સરહદ ઉપર ડેરા તંબુ નાંખી પડેલા કુમાર વિજયસિંહ પાસે ગયો અને તમામ મિલકત તેના આગળ ધરીને બોલ્યો:—"કુમારશ્રીની ફતેહ. આજનો દિવસ ફતેહ છે. પૈસો ખુબ મળ્યો છે પણ તે પૈસો હરામીનો હોવાથી હરામનો છે, માટે આપ પણ તેમાં કાંઇ ઉમેરો કે તે પૈસો પવિત્ર થાય."

સત્યનાથ કોણ?! અને તેણે વિજય કુમારને આ પ્રમાણે પૈસો નજર કરવાનું શું કારણ?! તે દુર્જનનો નોકર હોવા છતાં તેને અને વિજયસિંહને શો સંબંધ વગેરે પ્રશ્ન સ્વાભાવિક ઉઠવા સંભવ હોવાથી વાચકને તેનાથી સજ્ઞાત કરવાનું યોગ્ય અત્રે ધાર્યું છે.

સત્યનાથ ખરી રીતે સત્યનાથ નહોતો. તેમ તે દુર્જનનો નોકર નહોતો પણ તેતો અન્ય કોઇ નહીં પણ આપણો પ્રતાપી પ્રતાપજ હતો.

બાગમાંથી બહાર નીકળી જ્યારે વિજયસિંહ અને પ્રતાપસિંહ પોતાના મુકામે પહોંચ્યા ત્યારે લગભગ મધ્યરાત્રિ થવા આવી હતી. કુમારને તંબુમાં સ્વસ્થ નિદ્રા લેવાનું કરી પ્રતાપ પોતાના તંબુમાં આવ્યો. પણ ત્યાં તેને ચેન ના પડ્યું. પોતાની પાછળ મહારાજા બાગમાં ગયા ત્યાં શું બીના બની. દુર્જનનું શું થયું અને ત્યાં શી નવાજુની થઇ વગેરે જાણવાની તેને ઉત્કંઠા થઇ આવી. તેથી પાછો તે આવ્યો હતો તે નગરમાં જવા તૈયાર થયો. તંબુએ માણસોને કહ્યું કે સવારમાં જો કુમારશ્રી તરફથી બોલાવા કોઇ આવે તો કહેવું કે રાત્રિના થાક્યા પાક્યા સૂતા છે ને તબિયત સહેજ નરમ છે તેથી ઉઠશે ત્યારે મોકલીશું.

સાહસિક, ચાલાક, અડગ ધૈર્યવાન પ્રતાપસિંહે નગરમાં આવી થોડી-

જવારમાં ત્યાં જે બન્યું હતું તે અથ ઇતિ હકીકત મેળવી લીધી. ત્યાંથી તે રાત્રેજ દુર્જનસિંહ અને અહમદની બાતમી મેળવવા ગયો અને તે કુશળ વીરે તુરતજ શોધી કાઢયું કે દુર્જનસિંહ અને અહમદ સ્વાર્થ સિદ્ધિ અર્થે કેટલાક ખજાના સાથે અમલગઢના રાજાનો આશરો મેળવવા ગયા છે અને મકાને સર્વને એવી વરધી આપી છે કે જો મહારાજા શ્રીને ત્યાંથી કોઇ બોલાવા આવે તો બહુજ બીમાર છે એમ કહેવું.

અમલગઢ નવીનદુર્ગથી માત્ર ૨૫ ગાઉજ દુર હતું આથી ત્યાં જઇ ત્યાંના મહારાજાની મદદ મેળવી એક બે છદ્મ રંગીઓને ભેદુ તરીકે લાવવા અને તેમની મદદથી કામ પાર પાડવું એવો તેમનો હેતુ હોવો જોઇએ એમ તુરતજ આ પ્રવીણ પ્રતાપે વિચાર્યું અને તે પોતાની કાર્ય સિધ્ધિ કરે તે પહેલાંજ અહીં ઘડો ફોડી નાંખવો એવો તેણે નિશ્ચય કર્યો.

આગળ જણાવવામાં આવ્યું છે કે, ગમે તે રૂપ ધારણ કરવામાં પ્રતાપ ખરેખર એક્કો હતો. તે તુરતજ અહમદ બન્યો અને સીધો દુર્જન સિંહના મકાને પહોચ્યો.

દુર્જનસિંહ આ વખતે અમલગઢ જવા રવાના થઈ ગયો હતો. જે સેવક વર્ગને મહારાજા સંબંધી સુચન આપવામાં આવ્યું હતું તે આમ એકાએક અહમદને જોઇને પૂછવા લાગ્યાઃ—

"કેમ તમે અહીં કયાંથી ! ! તમે નથી ગયા ? !"

"હું આવુ છું ઝંડીયા કુવામાંથી ! ! ! કેમ બાઇ નીકળ્યા !"

"હા. તે થોડેક પહોચ્યા હશે. તમે પણ જઇ પહોચો"

"હા. હું સીધો અમલગઢજ જાઉછું." કહી પ્રતાપ પાછો વળ્યો. પણ તે શાનો અમલગઢ જાય. પ્રાતઃકાળ થતાંજ તેણે એક દુર્જનના નોકર તરીકે વેશ ધારણ કર્યો અને વાચકોના આગળ હકીકત જણાવી તે પ્રમાણે તેણે દુર્જનને દંડ્યો, અને પૈસા મેળવી પાછો કુમારશ્રી તરફ આવ્યો.

રાજકુમાર તેને આ પ્રમાણે પૈસા સાથે સાહસ ખેડી આવેલો જોતાં ઘણાજ પ્રસન્ન થયા અને પોતાના હાથેથી એક અમૂલ્ય હીરાની વીંટી ઉતારી આપી. પ્રતાપસિંહે પ્રેમપૂર્વક તેને લીધી અને હવે શું કરવું તેનો વીચાર કરવા બન્ને મિત્રો બેઠા.

દુર્જનની દુષ્ટતાની કથા આખા શહેરમાં સર્વત્ર ફેલાઇ ગઇ.

દિવાને હજુર આજ્ઞા પ્રમાણે, દુર્જનના મકાનને લુટયાની, તેના કુટુંબી જનોને હદ પાર કર્યાની, મળેલી મિલકત દરબાર ત્રિજોરીમાં જમે કર્યાની અને સત્યનાથ જેટલું લેવાયું તેટલું લેઇ ચાલ્યો ગયો તે હકીકત મહારાજાશ્રીને આવી નિવેદન કરી. આથી ખડગસિંહ મહારાજા ઘણાજ ખુશી થયા.

દુષ્ટ દુર્જને પોતાની આબરૂને કલંક લગાડવા પ્રયત્ન કરેલો અને તેથી પિતાશ્રી ક્રોધ કરી બગીચામાં આવ્યા હતા તે વાત વિશ્વમોહિનીએ ખુલ્લી રીતે જાણતાં કલ્પાંત કરવામાં કાંઇ બાકી રાખી નહોતી. આથી સર્વ રાણીવાસમાં શોક પ્રસરી રહ્યો હતો. મહારાણાશ્રી હવે આ ખુશ ખબરથી સર્વને શાંત કરવા રાણીવાસે પધાર્યા. વિશ્વમોહિની, મણીકાન્તા, વસંતમાલતી અને રાજમાતા આદિ સર્વ હકીકત સાંભળી ઘણુંજ આનંદ પામ્યાં. હસતાં હસતાં વારે વારે મહારાણી વગેરે સર્વ દુર્જનની હકીકત એક પછી એક પૂછતાં અને મહારાજા પ્રસન્ન અંતઃકરણથી વર્ણવી વર્ણવીને મરચુ મીઠું ભેળવીને રસ ઉત્પન્ન થાય એવી રીતે કહેતા. આખરે મહારાજાએ જણાવ્યું કે ખરેખર દુષ્ટે જાણી જોઇને પુત્રિને હેરાન કરવા ખુટો ઉઠાવેલો.

મહારાણીએ ધીમેથી સવિનય પૂછ્યું કેઃ—" એ તો ઠીક પણ આપે આમ શા કારણ સર વિજયગઢના કુમારના ઉપર વ્હેમ ખાધો અને તેને આપણા રાજ્યમાં આવતો જતો બંધ કરવાનું શું પ્રયોજન ! વિશ્વમોહિ-

નીનો તો જન્મ પણ નહોતો અને ત્યારે પણ બચપણમાં આ કુમાર ઘણીવાર અહીં આવતા અને કેટલાએ દિવસ રહેતા. જ્યારે વિશ્વમોહિનીનો જન્મ થયો ત્યારે થોડા વખત બાદ બન્ને બરાબર તેથી બન્નો રમતાં અને એક બીજાને ચહાતાં તે વખતે તો બીચારા કુમારને એમ પણ નહોતું કે નવીનદુર્ગ શું કે વિજયગઢ શું? તેમ આપ અને અજીતસિંહ કોઈ જુદા છો કે એકજ છો તેનો પણ તેને ખ્યાલ નહોતો. વળી આપજ આ બંન્ને બાળકોને સાથે રમતાં ખેલતાં જોઇ નહોતા કહેતા કે આ જોડી ઉત્તમ છે. જો વિશ્વમોહિનીનો વિવાહ વિજયકુમાર સાથે કરીએ તો બન્ને સુખી ઠીક થાય. આ પ્રમાણે આપ કહેતા હતા ને એવું શું દુર્જને આપને ભેરવ્યું કે આપ આમ બદલાઇ ગયા?

"ખરેખર હું પણ નથી સમજી શકતો કે શું થયું. મારી બુદ્ધિ બહેર મારી ગઈ કે શું થયું તે મનેજ ખબર નથી. શાથી મારી વિજયકુમાર પર અપ્રીતિ થઇ તે વાત પણ મને અત્યારે યાદ નથી. પણ એટલું તો નકી કે એ દુષ્ટ દુર્જનની દુર્જનતાનુંજ પરિણામ. ખરેખર તેણે ગજબ કર્યો છે. પણ હવે દુષ્ટે દુષ્ટતામાં પણ હદ નથી રાખી. તે અમલગઢ તરફ ગયો છે. ત્યાં પણ કાંઇ ઉંધુ ચતું કરશે અને કોઇ નવી ઉપાધી વ્હોરશે એમ મને લાગે છે. વ્હેમસિંહ મહારાજને તે જરૂર મળશે અને નકામો વિગ્રહ જગાવશે. પણ ખેર!! અત્યારે તેનો વિચાર યોગ્ય નથી. પડશે તેવા દેવાશે. જો કે તે કૃતઘ્નિએ તો કાળુ કરવામાં બાકી નથી રાખી." કહેતા મહારાજા ઉઠ્યા અને રાણી વાસથી બહાર નીકળ્યા.

મંત્રિ પદ ખાલી હતું તે સ્થાને ઉપમંત્રી તરીકે કામ કરનાર મહોબતસિંહની નીમણુંક કરવામાં આવી. મહોબતસિંહ ઘણાજ ઇમાનદાર, નેકબખ્ત, રહેમ દિલ અને સરળ સ્વભાવનો હતો અને તેની નિમણુંકની વાત રૈયતમાં પ્રસરતાં સર્વ રૈયતને શાંતિ થઇ.

---

# પ્રકરણ ૭ મું.

## બેહુ ભરમ.

રાંકો ઉરમાં ધારતા, બુદ્ધિહીન ગમાર,
કે સમજે ના, શેર શીર સવાશેર મળનાર.

વિજયગઢના અજીત દુર્ગને અથડાઇ વહન કરતી વિજયપ્રભા સરિતાના કીનારે સાયંકાળે કુમારશ્રી વિજયસિંહ અને મિત્ર પ્રતાપસિંહ આપ્ત વર્ગના બીજા અનેક સજ્જનો સાથે શોભા નીરખતા બેઠા છે. એક તરફથી વિજયપ્રભા અને બીજી તરફથી દેવકન્યા સરિતાનો સંગમ અત્રેજ થાય છે સંગમસ્થાન ઘણુંજ સુરમ્ય વિલોકાય છે. આ સ્થાને સરિતાનો પટ ઘણો વિસ્તારવાળો નથી; તોપણ કુદરતી શોભામાં મનુષ્ય કારિગિરીમય સુંદર ચોતરો, તેના ઉપર બનાવવામાં આવેલી બેઠક, નિર્મળ વહન કરતાં સરિત તરંગોઉપર આવી પડતાં અસ્તપામતા સૂર્યનાં સોનેરી કિરણો અને સ્હામે પાર આવી રહેલ ઘીચ જંગલ ઉત્તરોત્તર આ સ્થાનને વિશેષ વિશેષ મોહક બનાવી રહેલ છે. નાના પ્રકારનાં કીર, મેના, કોકિલ, મયુર આદિ પક્ષીવૃન્દોના મધુર નાદો અને ફળફળાદિના ઉપભોગથી તૃપ્ત થઇ પ્રસન્નતાથી કુદકા મારતા વાંદરોની કિલકારીઓ વનને ગજાવી રહી છે. આ પ્રમાણે સર્વને આમોદ આપનારૂં આ સ્થાન હોવા છતાં કુમાર

વિજયસિંહના અંતઃકરણ ઉપર કાંઇક વિરોધી લાગણી ઉત્પન્ન કરતું ભાસે છે. કુમાર આ કાળે ઉદાસ વૃત્તિમાં મૌન બેઠેલ જણાય છે. સામાન્ય રીતે એવો નિયમ છે કે, સુખદ અવસ્થામાં સુખ આપનારાં સાધનો દુઃખદ સ્થિતિમાં જોઈ શકાતાં નથી અને તે નજરે પડતાં અંતરને અમુઝણ અને દુઃખ ઉત્પન્ન કરે છે. વિશ્વમોહિનીના વિરહે વ્યાકુળ બનેલા વિજયકુમારને પણ આમજ થયું, મેના, પોપટ અને મયુર પક્ષીના મધુર નાદો કુમારના હૃદયને તીરની પેઠે વાગે છે, લાંગુરની કિલકારીઓ જાણે વજ્ર સમાન વાગે છે, વનપ્રિયાનો એક સરખો ટહુકો બળતામાં ઘી હોમે છે, મંદ મંદ વહન કરતો શીતળ સમીર અગ્નિ અગર લૂની ગરજ સારે છે અને મિત્ર પ્રતાપસિંહનાં શાંતિ વચનો શાંતિ આપવાને બદલે તેને જાણે દાઝયા ઉપર ડામ જેવાં જણાય છે. શોકના સિન્ધુમાંજ કુમાર ડુબ્યા હોય તેમ સ્પષ્ટ ભાન સર્વ કોઇને વિલોકતાં થયા સિવાય રહેતું નથી.

આ વખતે ગેરૂ રંગી ભગવી કફની ધારણ કરેલ એક સાધુ રામાનન્દી તીલક લગાવી હાથમાંની મંજરી વગાડતો જાણે કાંઇ ગાતો હોય એમ સ્હામેના જંગલમાં જણાય છે. મંજરી વગાડતાં વગાડતાં સાધુ મહારાજે નીચેનું પદ ગાયું:—

જાગો જાગો, ઝટ જાગોજી, ઉંઘને ઉરાડો
ઉંઘને ઉરાડો—આરામને નસાડો— જાગો જાગો.
ઓલવવી આગ તુરત લાગતી શરૂ થતાંજ—
ભસ્મિભૂત થાય બધું, નહીં તો વધી જતાંજ
સાવધ થઈ રહેવું
શત્રુનું બળ લહેવું— જાગો જાગો.

મધુરા નાદથી સંગમસ્થાને મજા ભોગવતાં મંડળ તરફ જોતાં સાધુ મહારાજ પદ લલકારી રહ્યા હતા. શોકસાગરે લીન થયેલા વિજયકુમારનું

ધ્યાન તો તે પદતરફ ન ગયું પણ પ્રતાપે એકીટસે ધ્યાનપૂર્વક પદને સાંભળ્યું. પ્રતાપ અને સાધુ મહારાજ ઉભયની આંખ્યો મળી. જ્યાં સાધુ મહારાજની ખાત્રી થઇ કે પ્રતાપનું ધ્યાન બરોબર વળ્યું છે કે તેમણે આગળ ચલાવ્યું:—

દુર્જન લાવ્યો છે સાથ કુશળ ચિત્રરંગી ચાર
અમલગઢથી જોષી સાથ, રમલ પૂર્ણ—હોંશીઆર,
કયમ આળસ ઉર ધારી
સૂતા ? કરો ખુવારી— જાગો જાગો.

પદ પૂરેપુર સાધુ મહારાજે ગાયું અને પ્રતાપસિંહે ધ્યાનપૂર્વક પૂરેપુર સાંભળ્યું સાધુ મહારાજે ગાઇને એક દિશા લઈ લીધી અને થોડીવારમાં અદસ્ય થયા. પદના ભણકારા પ્રતાપના કર્ણદ્વારા પ્રવેશેલા હૃદયમાં વાગતાજ રહ્યા.

હજુ સુધી પણ કુમારશ્રી તો વિશ્વમોહિનીના ધ્યાનમાંજ નિમગ્ન હતા. સાધુ મહારાજે શું પદ ગાયું, તે ક્યાંથી આવ્યા અને કયાં ગયા તેની કાંઈ પણ ખબર તેમને નહોતી. તે તો માત્ર એકીટસે નદીના સ્હામુંજ જોઇ રહ્યા હતા.

હવે પ્રતાપસિંહથી ન રહેવાયું. તેમણે વિજયકુમારને એક બાજુથી પકડીને હલાવી જાગૃત કર્યા અને પૂછ્યું:—"કેમ કાંઇ સાંભળ્યું ?"

"ના કાંઇજ નહીં. શું છે સાંભળવાનું ? કહો." કુમારે ઉત્તર વાળ્યો.

"ચાલો ત્યારે હવે નકામું અત્ર બેસવાથી કાંઇ લાભ નથી. જલદી એકાંતમાં આવો અને ત્યાં કહેવાનું છે તે કહીશ."

કુમાર અને પ્રતાપસિંહ ઉઠી ઉભા થતાંજ સર્વ સાથીઓ પણ ઉઠી

ઉભાં થયા અને સર્વેએ કિલ્લા તરફ પ્રયાણ કર્યું.

કુમાર વિજયસિંહ અને પ્રતાપસિંહ પણ નગરમાં પ્રવેશી મહેલે ગયા અને એક એકાન્ત દિવાનખાનામાં બેઠા.

આ બન્ને મિત્ર વિષે શી વાતચીત થઈ તે જણાવવા પૂર્વે, રામાનંદી સાધુ કોણ ?! તે શા હેતુથી ભજન ગાઈ ચાલ્યો ગયો અને તેના પદનો શો હેતુ હતો તે જાણવાની સ્વાભાવિક ઇચ્છા વાચકને થવાનો સંભવ ધારી તે વાર્તા પ્રથમ સ્પષ્ટ કરીએ.

એ તો સર્વ વાચકના જાણવામાંજ છે કે, વિશ્વમોહિનીને પોતાની કરવાની દુરાશામાં રમતો દુર્જનસિંહ ક્યારે વિજયસિંહ અને પ્રતાપસિંહને પુરા કરું એવી ઉત્કટ અભિલાષાથી અહમદ સાથે અમલગઢના મહારાજાનો આશ્રય લેવા નીકળ્યો હતો. આખરે તે અમલગઢ આવી પહોંચ્યો. આ વખતે અમલગઢમાં મહારાજા બહેમસિંહનો દરબાર પૂર્ણ ઠાઠથી ભરાયો હતો. એક રત્નજડિત ઉચ્ચ સિંહાસન ઉપર મહારાજા બીરાજ્યા હતા. એક બાજુ દિવાન, પ્રધાન, મંત્રિ, સેનાધિપતિ આદિ અમલદાર વર્ગની હાર હતી, બીજી બાજુ પંડિત જગન્નાથ, શાસ્ત્રી બદ્રીનાથ, પુરાણી નાગેશ્વર, જોષી સોમેશ્વર, મોતીલાલ બંકા, મગનલાલ મહેતા અને ચંદુલાલ રંગુ આદિ ચિત્રરંગીઓ મહારાજાશ્રીને પોત પોતાનાં ટોળ વડે પ્રસન્ન કરી રહ્યા હતા. ચોપદારે દુર્જનસિંહના આગમનની મહારાજાને ખબર આપી અને મહારાજાએ તેને દરબારમાં પ્રવેશ કરાવવાની આજ્ઞા કરી.

દરબારમાં હાજર થતાંજ ઘણાજ વિનયપૂર્વક બંદગી કરી દુર્જનસિંહે એક સારી રકમનું નજરાણું નજર કર્યું, અને દીન મુખે, અહમદ સાથે હાથ જોડી ઉભો.

બહેમસિંહ મહારાજા દુર્જનસિંહને સારી રીતે ઓળખતા હતા.

નજરાણા સાથે આ પ્રમાણે, તે કોઇ રાજદરબારી કામે આવ્યો હશે એમ અનુમાન તેમણે કરી લીધું અને તેથી નજરાણાનો સ્વીકાર કરી દુર્જનને યોગ્ય સન્માન આપી બેસાડયો અને "શા કારણે આવવું પડયું છે?" એમ પૂછ્યું.

"હકીકત એકાન્તમાં કહેવા જેવી છે". સવિનય દુર્જનસિંહે જણાવ્યું.

દરબાર બરખાસ્ત થવાની હજુર આજ્ઞા થઈ. થોડીજ ક્ષણમાં ત્યાં મહારાજા સાહેબ અને ખાસ ખાનગી કારભારી માત્ર બે જ જણ રહ્યા. દુર્જને હકીકત કહેવી શરૂ કરી.

"કૃપાનાથ! નવીનદુર્ગનો મામલો હવે બગડી ગયો છે. રાજમાં અસંતોષ ફેલાઇ ગયો છે. લશ્કર બીલકુલ હાલ હવાલ થઈ રહ્યું છે. મુસલમાન રૈયત તમામ નારાજ થઇ ગઇ છે અને એકીહારે અમારા હાથમાં આવી ગઇ છે. આ ક્ષણે જો આપ દયાળુની તે રાજ્યતરફ દૃષ્ટિ થાય તો વિના મુશ્કેલીએ નવીનદુર્ગ હાથમાં આવી જાય તેમ છે. વળી મહારાજા ખડ્ગસિંહની પુત્રી રાજકન્યા વિશ્વમોહિની, જેનું સ્વરૂપ સ્વર્ગની સુંદરીઓને પણ લજવે એવું છે અને તેના જેવી સુંદર કન્યા આજકાલ આ ભૂમિ ઉપર ભાગ્યેજ છે તે પણ સ્હેલાઇથી આપના દરબારને શોભાવવા હાથ આવે તેમ છે."

બ્હેરમસિંહ મહારાજા આગળ દુર્જને નવીનદુર્ગનું બન્યું તેટલું ખોટું બોલવામાં બાકી ન રાખી.

"હાલ લડાઇ કરવાનો અમારો વિચાર નથી"—સર્વ સાંભળી મહારાજા બોલ્યા.

દુર્જનના હાંજા ગગડી ગયા. પોતે આવેલો ખૂબ શકતો પાછો જાય

તે તેને ઠીક ન લાગ્યું. વળી મહારાજાને તેણે કહેવાય તેટલું કહ્યું.

"ઠીક છે. ત્યારે હાલ તો છપ્પરંગીઓથી કામ લેવું. રાજ્યમાં હાલ છ કુશળ બહુરંગીઓ તૈયાર છે. તેમાંથી ચાર હું તમને સોંપીશ. હાલ તેમની દ્વારા કામ લેઇ આગળ જેમ વખત તેમ વર્તાશે. તેમના ત્યાં આવ્યા બાદ જો જરૂર પડશે તો લશ્કર મોકલવા પણ વ્યવસ્થા થશે." મહારાજા દુર્જનના કહેવાથી ડગ્યા અને નવીનદુર્ગ તરફ તેમણે દૃષ્ટિ ફેરવી.

દુર્જનસિંહના હૃદયનો આનંદ ઉછળવા લાગ્યો. એટલામાં એક ચોપદારે આવી ખબર આપી કે—"નવીનદુર્ગના દુર્જનસિંહનાં કેટલાંક સગાં સંબંધીઓ બહાર આવ્યાં છે અને તેઓ રડતાં કકળતાં જણાવે છે કે, દુર્જનસિંહ અમલગઢ આવ્યો જાણી મહારાજા ખડ્ગસિંહે નવીનદુર્ગમાં તેમનું ઘરબાર લૂટી લીધું છે અને કુટુંબી વર્ગને સરહદ પાર કરી દીધાં છે."

ચોપદારે ઉપરની હકીકત જાહેર કરતાંજ દુર્જનના હોશ ઉડી ગયા. મહારાજા બ્હેમસિંહે તેમને અંદર બોલાવી હકીકત પૂછી. કુટુંબીઓએ અથ ઇતિ બની હતી તે કહી.

હકીકત સાંભળતાંજ દુર્જનસિંહને લાગ્યું કે નક્કી પ્રતાપસિંહેજ પાછળ કારસ્તાન કર્યું દુર્જનસિંહ પોકે ને પોકે રોવા લાગ્યો.

આથી બ્હેમસિંહ મહારાજા ઉપર સારી અસર થઇ. તેમણે હવે દુર્જનસિંહને આશરો આપવા સ્વીકાર્યું અને આનું વેર ખડ્ગસિંહથી હું લેઇશ એમ તેને જણાવી શાંતિ આપી. દરબારી એક ખાસ મકાન તેને અને તેના કુટુંબને રહેવા માટે અાપવામાં આવ્યું અને દરબારમાંથી જોઇતાં નાણાં તેને આપવાં એવો પણ મહારાજાએ હુકમ કર્યો.

દુર્જને હજુર આજ્ઞા પ્રમાણે નવા મકાનનો કબજો લીધો અને વેર

વાળવાની ત્રેવડ કરી. હજુર પરવાનગી પ્રમાણે ચિત્રરંગીઓની સાથે પોતાના કુટુંબને અમલગઢમાંજ રાખી અહમદ સાથે તેણે નવીનદુર્ગ જવા વ્યવસ્થા કરી.

નવીનદુર્ગમાં થોડાજ રોજમાં ચંદુલાલ ચટુ, મોતીલાલ બંકા, પુરાણી નાગેશ્વર, અને શાસ્ત્રી બદ્રીનાથ એમ ચાર કુશળ ચિત્રરંગીઓ અને રમલવિદ્યા ઉપાસક જ્યોતિષી સોમેશ્વર વિગેરે સર્વ પોત પોતાના સાજ સરંજામ સાથે એક પછી એક દાખલ થઇ ગયા. દુર્જનસિંહ અને અહમદ પણ સાથેજ આવ્યા. નવીનદુર્ગમાં તેમના આગમનની ખબર એક બે વ્યક્તિ શિવાય બીજા કોઇને ન પડી.

જે વ્યક્તિઓને આ બહુરંગીઓ આવી ગયાની ખબર પડી તે કોણ અને તેમણે શું કર્યું તે હવે જોઇએ.

પ્રતાપસિંહે પોતાના નવલસિંહમિત્રને નવીનદુર્ગમાંજ રહેવા અને ત્યાંની બાતમી પ્રસંગે પ્રસંગે આપવાનું સૂચન કરી વિજયગઢમાંથી રાજદરબારમાંથી રજા અપાવી મોકલ્યો હતો તે વાર્તા તો વાચકોના લક્ષમાં હશેજ.

જ્યારે બગીચામાં વિશ્વમોહિની અને વિજયકુમાર મળ્યાની ખબર અહમદ દ્વારા દુર્જનને પડી તે ઉપરથી મહારાજાને ખબર આપી ત્યારે મહારાજા બાગમાં પહોચે તે પુર્વે બાહુકના નવલ વેશમાં જઈ ચેતવનાર અન્ય કોઇ નહીં પણ નવલસિંહજ હતો, વળી જ્યારે દુર્જનસિંહ અને અહમદ અમલગઢથી ચાર બહુરંગીઓ તથા રમલ શાસ્ત્રી લેઇને આવ્યો ત્યારે અથ ઇતિ શું બન્યું તે હકીકત જાણનાર પણ નવલસિંહજ હતો. તેજ નવલસિંહે રામાનંદી સાધુના નવલ વેશમાં વિજયગઢ જઇ ભજન લલકારી બનેલી હકીકત જણાવી દેઈ પાછો તે સ્વકાર્યમાં પ્રવૃત્ત થયો હતો.

એકાન્ત ઓરડામાં વિજયકુમાર અને પ્રતાપસિંહ શિવાય બીજું કોઇજ નહોતું. કુમારે પ્રતાપને હકીકત પુછતાં પ્રતાપે પહથી જાણેલી સર્વ હકીકત કુમારને જણાવી, વધારામાં કહ્યું:—

"જુઓ હવે મામલો ભારી થયો. એ લોકો પોતાનું બનતું કરવામાં બાકી નહીં મુકે, આથી એ વિનંતિ છે કે હવે આપ આપની જાત માટે ખુબ સંભાળજો. હવે શું કરવું તેનીજ ફિકર મને થાય છે. વખતે તેમાંથી એકાદ અહીં પણ આવશે તેમ આપને ફસાવવાની તજવીજ પણ કરશે. આપ સાવધ રહેજો, કોઇની સાથે હવે બહાર નીકળશો નહિ, કોઇનું આપેલું કાંઇ ખાશો નહીં કે કોઇના હાથનું ફુલ સરખું પણ કૃપા કરી સુંઘશો નહીં. આ વાત જરૂર ધ્યાનમાં રાખશો. અમલગઢના બહુવેશીઓ એટલા ચાલાક છે કે વખતે મારૂં પોતાનું રૂપ ધરીને પણ તમારી પાસે આવે તો કાંઇ નવાઇ નહિ. પણ આવનાર માણસ ખરેખર કોઈ વેશધારી છે કે કેમ તે જાણવાની હું તમને યુક્તિ બતાવું. જુઓ, મારી આંખ્ય ઉપર નીચલી બાજુ એક તલ છે. આ તલ મને છે એ વાત કોઈ જાણતું નથી. આજથી હું દિવસમાં તમને દશ વાર મળીશ તોપણ મારા તલની નિશાની તમને બતાવી ખાત્રી આપીશ. જો આ નિશાની શિવાય મારૂં રૂપ તમને મળે તો જાણજો કે કોઇ વેશધારી મારૂં રૂપ લઇને આવ્યો છે."

આ ઉપરાંત ઘણી વાર્તાઓ પ્રતાપસિંહે કુમારશ્રી સાથે કરી કહ્યું કે:—"હવે હું રજા લઉં છું અને તે તરફ જાઉં છું. જો મહારાજશ્રી અગર મારા પિતાશ્રી કાંઇ પુછે તો જે યોગ્ય લાગે તેવો ઉત્તર આપજો."

પ્રતાપસિંહે રાત્રિના વખતે નવીન વેશમાં નવીનદુર્ગનો માર્ગ લીધો.

દુર્જનસિંહ તથા અહમદ અમલગઢથી આવ્યા છે તેમ સાથે ચાર બહુરંગીઓ અને રમલશાસ્ત્રીને પણ લાવ્યા છે એ હકીકત નવલસિંહ

ઉપરાંત મણીકાન્તાની જાણ બહાર રહી ન શકી. રંગવિદ્યાના હુનરમાં ન્હાનપણથીજ મણીકાન્તાએ ઘણીજ મક્કમ કેળવણી લીધી હતી અને તે એક સામાન્ય બહુરંગી પુરૂષ કરતાં ચાલાકીમાં કોઇપણ રીતે ઉતરે તેવી નહોતી.

એકાએક ઘણા વિરોધી બહુરંગીઓ શહેરમાં આવવાથી તેની સ્હામે કેમ ટક્કર ઝીલવી તેની ફિકર મણીકાન્તાને થઈ. આ બહુરંગીઓના આગમનની ખબર પ્રતાપસિંહને અને કુમાર વિજયસિંહને આપવી જોઇએ એવો નિશ્ચય કરી તે પુરૂષના વેશમાં વિજયગઢ જવા રાત્રિના વખતે ચાલી.

પ્રતાપસિંહ જે રાત્રિએ નવીનદુર્ગ આવવા નીકળ્યો હતો તેજ રાત્રિએ મણીકાન્તા નવીનદુર્ગથી વિજયગઢ જવા નીકળી. સદ્‌ભાગ્યે માર્ગમાંજ પરસ્પર મેળાપ થયો. બન્ને જૂદા વેશમાં હતાં. પ્રતાપસિંહે તો એકાએક મણીકાન્તાને ન ઓળખી, પણ ચાલાક મણીકાન્તાએ પ્રતાપસિંહને ઓળખ્યો અને તેની પાસે જઇને "આપ ક્યાં પધારો છો!" એમ મૃદુ હાસ્ય કરતાં પૂછ્યું. પ્રતાપસિંહને કાને સ્વર અથડાતાંજ તે પરિચિત જણાયો, અને સ્હામે ધ્યાનપૂર્વક જોતાંજ તુરત મણીકાન્તાને ઓળખી કાઢી અને કહ્યું:—"અહો તમે ક્યાંથી?! ઠીક થયું તે તમે મળી ગયાં, નહિ તો તમને આજે શોધતાં ઘણીજ મુસ્કેલી પડત."

ત્યાંજ પાસે એક સ્વચ્છ જગા હતી ત્યાં બન્ને નિરાંતે વાર્તા કરવા બેઠાં. મણીકાન્તા અને પ્રતાપસિંહ વચ્ચે હવે શું કરવું તે સંબંધી ઘણીજ રહસ્યમય વાર્તા થઇ. કરવા યોગ્ય સંકેતક્રમ ગોઠવી બન્ને જણ ઉઠયાં, જૂદાં જૂદાં નવીનદુર્ગમાં આવ્યાં અને કાર્યપ્રવૃત્ત થયાં.

---

# પ્રકરણ ૮ મું.

## પ્રતાપનો પ્રભાવ.

રહ્યો રંગવિદ્યા વિષે, પ્રતાપ પૂર્ણ પ્રભાવ,
ધાર્યા પાસા પાડતાં, અજબ સૂચવે ભાવ.

મહોબતસિંહ મંત્રિ પોતાના મકાનમાં—નવીનદુર્ગમાં એક લાંબી ગાદી પર લોટી રહ્યા છે. બે ચાર મિત્રો સ્હામે બેસી ગપ્પાં ઉડાવી રહ્યા છે. ચોથા પહોરનો સાયંકાળનો વખત છે. ચલમો ભરાઇ રહી છે. હોકા ગગડી રહ્યા છે. આ વખતે એક અત્તર વેચનારે પ્રવેશ કરી નીચો નમી ઝુકી મંત્રિ મહોબતસિંહને સલામ ભરી, બીજાઓને પણ યોગ્ય સલામ કરી સ્હામે બેસી કહ્યું:—"હું દિલ્હીનો રહેવાશી છું. ત્યાંના પ્રખ્યાત અત્તર વેચનાર લાલા બિશનદયાળ ધરમદાસનો હું એક નોકરછું. લાલા બિશન-દયાળનું નામ દુનિયામાં ચારે બાજુ મશહુર છે. સુગંધીદાર તેલ—અત્તર બનાવનારી એક ઉમદા પેઢી તેના જેવી આ ભારત ભૂમિમાં નથી. તેમના તરફથી અત્તર વેચવાનો હું ધંધો કરૂં છું અને રાજા રજવાડામાં ફરી આપના જેવાને ત્યાં જાતે જઇ સુગંધીદાર તેલો—ફુલેલો—અત્તરો અને સુરમા આપું છું. આજે આપ નામવરનું મ્હોટું નામ સાંભળીને અહીં હું આવ્યો છું. આપને લાયક ઉચ્ચાં ઉચ્ચાં જૂદી જૂદી જાતનાં અત્તરો લાવ્યો છું." એમ કહેતાં આવેલા અત્તર વેચનારે પોતાની અત્તરની પેટી ઉઘાડી અને

તેમાંની શીશીઓમાંથી એક પછી એક પુંમડાં તૈયાર કરી કરી આપવા માંડ્યાં.

દિલ્હીના અત્તરવાળા લાલા બિશનદયાળનું સુવિખ્યાત નામ, મંત્રિ મહોબતસિંહ અને તેમના સર્વ મિત્રોને સારી રીતે પરિચિત હતું. બિશનદયાળનાં અત્તરો સર્વથી ઉંચા પ્રકારનાં અને સર્વ અત્તરોમાં પ્રથમ પદને ધારણ કરનાર છે એવી તેમની પૂર્વે અત્તરોના કરેલા ઉપયોગથી ખાત્રી થઇ હતી. વળી પ્રત્યેક મ્હોટા શહેરમાં બિશનદયાળની દુકાનો ચાલે છે અને ફેરીઆઓ તેમનાં અતર વેચતા હોવાથી, તેમ આ અત્તર વેચનાર પણ તેમનોજ માણસ છું એમ કહેતો હોવાથી સારાં અત્તરજ લાવ્યો હશે એમ ધારી ત્યાં બેઠેલા સર્વ અત્તરનાં એક પછી એક વખાણ કરતા પુંમડાં ખુબ સુંઘવા લાગ્યા.

વાચકોને જણાવવું જોઇએ કે, આ અત્તર વેચનાર ખરેખરી રીતે લાલા બિશનદયાળનો માણસ નહોતો કે નહોતો તે અત્તર વેચનારો. આ અત્તર વેચનાર કોઈ બીજો નહિ પણ આપણો પ્રતાપી પ્રતાપસિંહ હતો. આ પ્રમાણે અત્તર વેચવાના લેબાશમાં તે અત્રે આવ્યો હતો.

અત્તરની ખુશબો ખરેખરી પ્રસરી–પરિણામે મહોબતસિંહ મંત્રિ અને ત્યાં બેઠેલા સર્વ બેહોશ થઈ જમીન સુંઘવા લાગ્યા.

પ્રતાપને તો માત્ર મંત્રિનુંજ કામ હતું. બીજા સર્વને જેની તે સ્થિતિમાં પડતા મૂકી તેમણે ધોબીના જેવો વેશ, મ્હોં ઉપર ઓઢી, ફેરવી નાંખ્યો. જાણે ધોવાનાં કપડાંની ગાંસડી માથે મૂકી ધોબી જતો હોય તેમ મંત્રિ મહારાજની ગાંસડી બાંધી તે નિર્ભયતાથી મકાનની બહાર નીકળ્યો અને સીધો સીધો જે સ્થાને અહમદને કેદ પૂર્યો હતો તે સ્થાનનો રસ્તો લીધો.

પૂર્વકથિત રીતિ પ્રમાણે પ્રતાપે પત્થરનો દરવાજો ઉઘાડ્યો. અંદર જઇ મંત્રિને બેહોશ સ્થિતિમાંજ મૂકી, તેમના હાથેથી હોદ્દામહોર

ઉતારી લીધી તથા તેમનાં તમામ કપડાં પણ લઈ લીધાં અને પાછો પ્રમાણનો માર્ગ લીધો. ન મંત્રિને શુદ્ધિમાં આણ્યા કે નહિ તેમના પગમાં બેડી નાંખી. પાછા ફરતાં માર્ગમાં મંત્રિનાં તમામ કપડાં ધારણ કર્યાં, તેમનો તમામ રંગ ધર્યો અને નવીનદુર્ગમાં પોતાને (મંત્રિને) ઘેર નિર્ભયતાથી ગયા.

મંત્રિના ઘરમાં ભોજનની તૈયારી થઈ જતાં એક દાસી તેમને બોલાવા આવી. આવતાં તેના જોવામાં આવ્યું કે મંત્રિ મહારાજ ત્યાં નહોતા વળી તેમના મિત્રો ગાફેલ સ્થિતિમાં પડયા હતા. દાસીને ઘણુંજ આશ્ચર્ય થયું, તે કકળી ઉઠી. તેનો કકળાટ સાંભળી અન્ય નોકરવર્ગ આવી પહોચ્યો. સર્વ ત્યાંની સ્થિતિ જોઇ દિલગીર થયાં. મંત્રિ મહારાજને માટે શોધ કરતાં કરાવતાં કાંઇ પત્તો ના લાગ્યો.

મધ્યરાત્રિ વીતિ ગઇ. હવે બેહોશ થયેલા મંત્રિના મિત્રો એક પછી એક જાગૃતિમાં આવવા લાગ્યા. સર્વ આ પ્રમાણે હેરાન થવાથી સખેદાશ્ચર્યને પામ્યા. 'આ શું થયું અને મંત્રિ મહારાજ કયાં છે ?" તેના ઉત્તરમાં માત્ર તે એટલુંજ જણાવી શકયા કે:—"એક અત્તર વેચનાર અત્તર વેચવા આવ્યો હતો. તેનાં પુમડાં સુંઘતાં સર્વ આમ બેભાન થઇ ગયા પણ મંત્રિ સાહેબ કયાં પધાર્યાં કે તેમનું શું થયું તે ખબર નથી." વળી તેઓ કહેવા લાગ્યા કે, "જોયું ભાઈ! આ મ્હોટાની ગોંદમાં ભરાવાનો લાભ ! ! ખરૂંજ છે કે લાંબાની જોડે ટુંકો જાય તો મરે નહીં તો માંદો થાય. આપણે મંત્રિ મહારાજ જેવા મ્હોટા પુરૂષની સોબત થઇ તો પરિણામે આમ જાન જોખમમાં પડયો માટે કોઇ પણ વખતે આપણાથી બહુ મોટાની મૈત્રિ ના રાખવી."

આમ ને આમ વાતોમાં સવાર થઈ. સ્હામેથી એટલામાં મંત્રિ મહારાજ મહોબતસિંહ આવતા જણાયા. તે ઘરમાં આવતાંજ સર્વ તેમની પાછળ ફરી વળ્યાં અને પૂછવા લાગ્યાં:—"આપ કયાં પધાર્યા હતા ?

એ નાલાયક દુષ્ટ અત્તર વેચનારો ક્યાં ગયો ! અમે બેભાન કેમ થઇ ગયા ! !"

"તે અત્તર વેચનારો નહોતો પણ ઠગ હતો. હું તેને પ્રથમથી ઓળખી ગયો હતો. આથી મેં તેનું અત્તર બરોબર સુંઘ્યું નહોતું. જો મેં સુંઘ્યું હોત તો હું પણ તમારી પેઠેજ બેશુદ્ધ બનત. મેં તેને પકડવા વિચાર કર્યો પણ એટલામાં તો તે નાઠો. મને ગુસ્સો આવ્યો ને હું પણ તેની પાછળ તેને પકડવા દોડ્યો. પણ અહા ખરેખર તે દુષ્ટ ઘણોજ જબરો. હાથ ના આવ્યો તે નાજ આવ્યો અને આખરે ગારે વીલે મ્હોંએ પાછું ફરવું પડ્યું. હશે ખેર ! !" મંત્રિ મહારાજે સર્વને હકીકત જણાવી.

દાસીએ આવી ઓવારણાં લેઇ વિનંતિ કરી કે—" મહારાજ સર્વ ઘરમાં ભૂખ્યાં આપની રાહ જોતાં બેઠાં છે. આખી રાત રોવામાંજ ગઇ છે. માટે આપ જરા કાંઇ જમી લ્યો તો ઠીક."

"હવે સવાર થઇ ગઇ છે. શું જમું. હું ખરેખરો થાકી ગયો છું. જાણે સુવાનું મન મને થાય છે," એમ કહેતા મહોબતસિંહ ઉઠી પલંગ તરફ સુવા પધાર્યા. મિત્રો સર્વ પોત પોતાને ઘેર વિદાય થયા.

થોડીવાર વિશ્રાંતિ લેઇ—મંત્રિ ઉઠયા અને દરબારી પોશાક પહેરી ખાનગી રીતે પોતાનો રંગીસ્વાંગ અંદર છુપો રાખી તે દરબાર તરફ ચાલ્યા. મંત્રિ મહારાજને માર્ગમાં બન્ને બાજુએ માણસો નીચા નમી નમી સલામો કરતા હાથ ઉંચા નીચા કરી રહ્યા હતા. કોઇને માથું હલાવીને, કોઇને મ્હોંથી બોલાવીને, કોઇને હાથ ઉંચો કરીને એમ સર્વને યોગ્ય સન્માને પતાવી મંત્રિ આખરે દરબાર કચેરીમાં પહોચ્યા.

મહારાજા સાહેબ પધાર્યા નહોતા. દરમિયાન આપણા ચાલાક મંત્રિએ મંત્રિનું કાર્ય યોગ્ય રીતથી શરૂ કરી દીધું. થોડીવાર પછી મહારાજા સાહેબ પણ પધાર્યા

દરબાર કચેરીમાં યોગ્ય તખત જોઇ હવે મંત્રિ ધીરેધીરે મહારાજા

સાહેબને વિનંતિ કરવા લાગ્યા. તેમણે ચલાવ્યું:—

"રાજાધિરાજ ! સેવકને ચોકકસ ખબર મળી છે કે, અમલગઢના રાજા બ્હેમસિંહે દુર્જનસિંહ અને અહમદને આશરો આપ્યો છે. આ રાજ્યમાં ધાંધલ ઉભુ કરવા પાંચ ચિત્રરંગીઓને સાથે મોકલ્યા છે વળી એમ પણ કહ્યું છે કે પાછળથી લશ્કર સાથે હું પણ આવીશ. વખત ખરો અણીનો આવ્યો છે. કારણ આપણે ત્યાં કોઈ ભેદ લાવનાર ચિત્રરંગી આજ કાલ નથી. અહમદ અને મહમદ તો દુર્જનની સાથે છે; એટલુંજ નહીં પણ કૃપાનાથને જણાવવાની રજા લઉંછું કે ઘણા મુસલમાનોનું વલણ પણ તેમના તરફ ઢળ્યું છે. અત્યારે પણ આ બહુરંગીઓ જૂદા જૂદા વેશમાં આપણા નગરમાં ઘૂમતા કાંઇ કાંઈ ફીસાદ ઉભુ કરવા ફરતા હશે."

"હા. બરોબર છે. મને પણ મુસલમાનનો રંગ કાંઇ જૂદો જણાય છે. પણ વારૂ તમે બંદોબસ્ત કાંઈ કર્યો છે. ? !" મહારાજા ખડ્ગસિંહે મંત્રિને પૂછ્યું.

મહારાણાશ્રી અને મંત્રિજી ધીમે ધીમે વાતો કરી રહ્યા હતા એટલામાં મંત્રિની નજર એક ચોપદાર ઉપર પડી. આ ચોપદાર દરબારમાં ઉભો ઉભો છુપી નજરથી ચારે બાજુ પોતાના આંખ્યો ફેરવી રહ્યો હતો. મંત્રિ મહારાજ ધારીને તેના સ્હામું જોવા લાગ્યા. ચોપદાર પણ મંત્રિને પોતાના સ્હામું એકીટસે જોતા જોઇ ચોંકયો તથા કાંઇ સમજ્યો. વાત કરતાં કરતાં મંત્રિએ એકદમ સખત અવાજથી કહ્યું:—

"પકડો આ ચોપદારને."

આજ્ઞા થતાંજ તેને પકડવા કેટલાક માણસો તેના તરફ વળ્યાં. પણ એમ ચોપદાર પકડાય કે ? ! મુઠીઓ વાળી તે એવો ત્વરાથી નાઠો કે કોઇના હાથમાં નાજ આવ્યો. ચોપદાર કોઇ અમલગઢથી આવેલા બહુરંગીઓમાંનો હતો. પ્રતાપ તેને તુરત પકડી શકત પણ તેમને તો અત્રે મંત્રિનો વેશ ભજવવાનો એટલે મહેતાતસિંહની રીતી ધારણ કરવી

જડેલી. ઉઠવું બેસવું તે પણ મહોબતસિંહની માફકજ કરવું પડે એટલે તે પોતાની જગાથી ન ઉઠયો. ચોપદાર નાસી છુટયો અને પકડવા ગયેલા સર્વ વીલે મ્હોંયે પાછા આવ્યા.

"જુઓ કૃપાનાથ! મારો ભય ખરો નીકળ્યો. મહારાજા પણ આ હકીકતથી કંઇક ચોંકયા. દરબાર બરખાસ્ત કર્યો અને મંત્રિની સાથે એકાન્તમાં બેસી શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા.

"ખરેખર આ દુર્જને તો ગજબ કર્યો છે. એક મ્હોટો મારો દુશ્મન ઉભો કર્યો છે. અમલગઢની બરોબરી આપણાથી કરાશે ?!" મહારાણાએ મંત્રિને પૂછ્યું.

"મહારાજાધીરાજ! બહુરંગીઓને બહુરંગીજ પહોચી શકે છે. આપણે ત્યાં કોઇપણ ચિત્રરંગી હાલ નથી. અહમદ અને મહમદ હતા તે તો દુર્જનને મળી ગયા છે. બહુરંગીઓ ઘણાજ ફીસાદખોર અને ત્રાસજનક છે. હજારોના પ્રાણ લેતાં પણ તે ડરતા નથી. આથી ખરી જરૂર અત્યારે કોઈ ચિત્રરંગીની છે. હવે બહુરંગી કાંઇ નવા પેદા કરાતા નથી. પણ મેં સાંભળ્યું છે કે વિજયગઢના રાજા અજીતસિંહના દિવાન ચતુરસિંહનો પુત્ર પ્રતાપસિંહ બહુ જબ્બર બહુરંગી છે અને તે બીજા ભલા ભલા બહુરંગીઓને પણ પાણી પાય તેવો છે. માટે મારી વિનંતિ છે કે જો આપ કૃપાળુની મરજીમાં આવે અને પ્રતાપસિંહને મદદમાં માગી લેવાય તો તો કામ સરે. જરૂર અજીતસિંહજી મહારાજ તેને આપશેજ કારણ તે મહારાજ આપ દયાળુને અત્યંત ચ્હાય છે. જો કે આપણે તો તેમના કુમાર વિજયસિંહને અહીં આવતો જતો બંધ કર્યો છે તોપણ અજીતસિંહ મહારાજનું હૃદય આપ ખાવિંદ તરફ પૂર્વવતજ છે." મંત્રિએ યુક્તિ પુરસ્સર કહ્યું.

"મહારાજા ખડ્ગસિંહ આ સર્વ સાંભળી થોડીવાર તો મૌનજ રહ્યા. વિચાર કરી આખરે તે બોલ્યાઃ "તમારૂં કહેવું સત્ય છે. અજીતસિંહ અને કુમાર વિજયસિંહ બન્ને ઘણાજ સત્પાત્ર છે એમાં કાંઇ પણ શક નથી,

કુમાર એક હજારના દળથી દશ હજારની સેનાને હંફાવે તેવા શૂરવીર છે. તેમના મિત્ર પ્રતાપ પણ તેવાજ બહાદુર છે. તમે કહો છો તે પ્રમાણેજ સર્વ હકીકત હોવા છતાં, માત્ર ભય એટલોજ છે કે મેં તેમના સાથે કરવામાં બાકી નથી રાખી. આથી હું શરમાઉં છું. મને તેમની મદદ માગતાં ગ્લાનિ ઉપજે છે. હું શું મ્હો લઇ તેમનો આશ્રય માગું! કદાપિ હું તેમની મદદ યાચું અને તે મારા પ્રતિ અનુચિત હોઇ મારો અનાદર કરે તો પછી !! માટે હવે એક ઉપાય છે. તમે જાતે વિજયગઢ જાઓ. અજીતસિંહને મળો. જો તેમના હૃદયમાં કાંઈ આપણા માટે વસવસો હોય તો દૂર કરો અને પછી પ્રતાપસિંહની માગણી કરી તેને લાવો તો કામ ચાલે."

"હા કૃપાનાથ! જો હજુરની એવી ઇચ્છા છે તો આ તાબેદાર જાતે જવા તૈયાર છે. તેને હિંમ્મત છે કે કામ કરીનેજ પાછો આવશે. આપ કૃપાળુની મહોરવાળી એક અજીતસિંહના નામની ચીઠ્ઠી આપ આપો તો હું લેઈ જાઉં." મંત્રિએ સવિનય જણાવ્યું.

ખડ્ગસિંહ મહારાજાએ મંત્રિની વાત પસંદ કરી એક ચીઠ્ઠી પોતાની મહોરની આપી.

મહારાજા પાસેથી વિદાયગીરી લઇ હવે મહોબતસિંહ પોતાને ઘેર આવ્યા. અંદર જનાનામાં ન જતાં બહારથીજ ખાવાનું મંગાવી ભોજન કરી લીધું થોડીવારમાં મણીકાન્તા ત્યાં આવી પહોચી. બનેલી હકીકત સર્વ જણાવી.

મણીકાન્તા હકીકત જાણતાં મહોરવાળી ચીઠ્ઠી જોઇ ઘણીજ પ્રસન્ન થઇ ગઈ. "જાઓ જલદી કામ પાર પાડો હવે મંત્રિ મહોબતસિંહ આપણા પક્ષમાં આવશે અને ધાર્યું પાર ઉતરશે" એમ તે બોલી. પ્રતાપના પ્રસંશનીય વર્ણનની છાપ મણીકાન્તાના હૃદયમાં ઉંડી ઉતરી.

મહોબતસિંહ મંત્રિએ બહારગામ દરબારી કામે જવું છે જણાવી વિજયગઢનો રસ્તો લીધો. માર્ગમાં પ્રતાપનું પોતાનું સત્ય સ્વરૂપ ધારણ કર્યું.

---

# પ્રકરણ ૯ મું.

## ચટ્ટુ ચૂક્યો.

ભોળાને ભરમાવવા, ફંદી ફંદ હજાર—,
કરતા પણ ના ફાવતા, થાતું તેજ થનાર.

વિજયગઢ અને નવીનદુર્ગ—આ બન્ને રાજ્યો શૈલી પ્રદેશમય છે. મ્હોટા મ્હોટા પહાડો અને જંગલો આ ઉભય રાજ્યપ્રદેશમાં આવી રહેલ છે. વિજયપ્રભા અને દેવકન્યા નદીઓ આ બન્ને રાજ્યમાં પહાડો ઉપર પોતાના અખંડ પ્રવાહે વહન કર્યા કરે છે. બન્ને રાજ્યના ગિરિ પ્રદેશોમાં ખુબસુરત કુદરતી મ્હોટી મ્હોટી ખો બની રહી છે. નાના પ્રકારનાં ફળ આપનારાં વૃક્ષો અનેક આ પહાડ ઉપર ઉગે છે. પહાડ ઉપર આવેલા જંગલમાં સર્વ દિશાને સુગંધમય અને ખુશબોદાર બનાવનાર જૂદાં જૂદાં પુષ્પવૃક્ષો પણ દરેક ઋતુમાં અત્રે ખીલી રહે છે. પહાડો અને જંગલ એટલાં મ્હોટાં—એટલાં સૌંદર્યમય અને સાથે એટલાં બીહામણાં છે કે પ્રત્યેક નીરાળા ગુણ માટે તેને માટે જેટલું લખીએ તેટલું ઓછું ગણાય. પહાડનો આંતરપ્રદેશ એટલો ઘીચ છે કે, જંગલમાં એકવાર પ્રવેશનારને ત્યાં ફસાવું પડે છે. નથી તેને ત્યાં એક પણ દિશા સુઝતી કે નથી એમ

માલમ પડતું કે ક્યાંથી આવ્યો અને હવે ક્યાં જવું. વર્ષાઋતુમાં તો આ જંગલની સ્થિતિ કાંઇ વિચિત્રજ બને છે. એકાદ ગાઉની મુસાફરીમાં તો રસ્તામાં અનેક નદી નાળાં ઉતરવાં પડે છે. જંગલી જાનવરો પણ પ્રત્યેક જૂદી જાતનાં અત્રે છે અને કોઇવાર વાઘ અને સિંહ પણ જણાય છે. તળેટીએ હરિણો પણ જથાબંધ ટોળામાં ફરતાં હોય છે. પક્ષીઓનું તો પૂછવુંજ શું? તેમનો ખગરવ તો નિરંતર ઘોષ કરતોજ હોય છે.

નવીનદુર્ગની ઉપલક સ્થિતિ અવલોકી, અમલગઢથી દુર્જનની સાથે આવેલા ચિત્રરંગીઓએ નવીનદુર્ગમાં રહેવાને બદલે આ રાજ્યના પહાડના જંગલમાં રહેવાનું વિશેષ પસંદ કર્યું. દુર્જન અને અલગઢ પણ સાથેજ હતા. સર્વેએ અહીં એકત્ર મળી વિચાર કર્યો કે સર્વ ભાઇઓએ આ જંગલમાં રહેવું, જૂદા જૂદા પોતપોતાની ચાલાકી કરવા જવું અને કામ પતતાં પાછું આ સ્થાને આવવું. સર્વ બહુરંગીઓમાં મોતીલાલ બંકા જે વધારે ચાલાક અને હોશીઆર બહુરંગી હતો તેણે સર્વને સૂચન કર્યું કે દરેક ભાઇએ જૂદા જૂદા નવીનદુર્ગ અને વિજયગઢમાં વેશ બદલી એક પછી એક જવું, ત્યાં દરબાર અને મહેલનાં તમામ દાસ દાસીઓ તથા રાણી વગેરે સર્વને જોવાં, દરેકની રીતી પ્રકૃતિ કેવાં છે તેનાથી જાણીતા થવું અને દરેકનું નામ જાણવું કે જેથી સમય પુરસ્સર જેનો જેને વેશ ધરવાની જરૂર પડે તેવે વખતે તેના ચાલચલણમાં કાંઇપણ તફાવત ના જણાય. સર્વને આ વાત પસંદ પડી. દુર્જન અને અલગઢે નવીનદુર્ગના સર્વનાં નામ બતાવ્યાં અને બન્યું તેટલો પરિચય પણ કહ્યો. બહુરંગીઓ જૂદા જૂદા વેષમાં નવીનદુર્ગમાં ફરી વળ્યા, સર્વને ઓળખ્યાં પણ તેમને પોતાની ચાલાકી દેખાડવાનો કાંઇ પણ પ્રસંગ ન મળ્યો; કારણ મણીકાન્તા ઘણીજ સાવધાન અને હોશીઆર હતી, વળી પૂર્ણ માહિતી મેળવ્યા શિવાય પોતાનું ચાલાકીનું કામ શરૂ કરવું તે પણ આ બહુરંગીઓ માટે

ઉચિત નહોતું.

થોડાજ વખતમાં તેઓ સર્વ રીતે જાણીતા થઇ ગયા. હવે તેમણે પોતાનું કામ શરૂ કર્યું. ચટુ પણ એક હોશીઆર બહુરંગી હતો. તેણે મણીકાન્તાનો વેશ ધારણ કર્યો અને વિજયસિંહને ફસાવવા તે વિજયગઢ ગયો.

કંઇક રાત્રિ ગઇ હતી. વિજયકુમાર એક દિવાનખાનામાં વિશ્વમોહિનીના વિચારમાં અનેક તર્કો વિતર્કો કર્યે જતો હતો. વચમાં વચમાં ઘણા શ્વાસનિશ્વાસ પણ નાંખતો. એવે વખતે ચટુએ વિજયકુમારના દિવાનખાનાના દરવાજે આવી પહેરાવાળાદ્વારા કુમારને "મણીકાન્તા આવ્યાં છે" એવી વરધી કહેવરાવી. પહેરાવાળાએ વરધી કહી આજ્ઞા માગી. કુમાર મણીકાન્તાનું નામ સાંભળતાંજ પ્રસન્ન થઇ ગયા અને કહ્યું:—"જા, જા, જલ્દી તેને અંદર લાવ."

એક ક્ષણમાંજ મણીકાન્તા પ્રત્યક્ષ થઇ. કુમાર તેને આવતાં જોઈ ઉભો થયો, અને પાસે આવતાં તેને હાથ પકડી પોતાની પાસે બેસાડી વાતચીત કરવા લાગ્યો. વિશ્વમોહિનીની હકીકત પૂછતાં મણીકાન્તાએ ઉત્તર વાળ્યો:—

"તે સારી છે. પણ આપના નામ શિવાય અન્ય કાંઇ તે રટતી નથી. નિરંતર આપના નામનોજ જાપ જપ્યા કરે છે અને વચ્ચે વચ્ચે 'હે કુમાર આવા નમેરા તમે કેમ થયા. હું જીવતી છું કે મરેલી છું તેની તો ખબર લ્યો' એમ બબડયા કરે છે. આજે તો તે ઘણીજ અબરાઇ અને તેણે મને આજે આપના ભણી મોકલી છે. વળી આ બે નારંગીઓ પણ મારી સાથે મોકલી છે, કહ્યું છે કે 'આ નારંગીઓ મારા હાથની ઉછેર છે અને તે તારા રૂબરૂ કુમારને ખવરાવજે'." મણીકાન્તાએ

ગજવામાંથી ચપ્પુ કાઢયું અને કુમારના દેખતાંજ એક નારંગીના કકડા કર્યા અને પેશીઓ કુમાર તરફ ધરી વધાર્યું:-"વિશ્વમોહિનીને આ નારંગીઓ ઘણીજ પ્રિય છે અને તેથી પ્રથમ ઉતરેલાં ફળો આપના તરફ મોકલી તેણે પોતાના સોગન આપી આપને તે ખવરાવવા મને કહ્યું છે. માટે આપ ગ્રહણ કરો."

વિજયસિંહ મણીકાન્તાની મીઠી મીઠી વાતો સાંભળીને ઘણોજ ખુશ થઇ ગયો હતો. સુંદરીના સપાટામાં તે ખરેખરો અંજાયો. આથી આ ફળ ખરેખર વિશ્વમોહિનીએ સમ દઇ મોકલ્યું હશે કે કેમ તે સંબંધી કાંઇ વિચાર તેને ન સુઝ્યો. પ્રતાપસિંહે આપેલી શીખામણ તે તદ્દન વિસરી ગયો. પ્રમદાના પ્રપંચી પાશમાં બંધાયો અને નારંગીની પેશી તેણે હાથમાં ખાવા માટે લીધી. પરંતુ જ્યાં કુમાર એક પેશી મ્હોંમાં ખાવા મૂકવા જાય છે કે સ્હામેથી પ્રતાપસિંહે પ્રવેશ કર્યો. પ્રતાપસિંહે સ્હામે મણીકાન્તાને બેઠેલી જોઇ. પાસે નારંગીના કકડા પડયા છે તેમાંથી કુમાર ખાવા જાય છે તે પણ જોયું. જોમાંજ તે ચેતી ગયો અને એકદમ બોલી ઉઠયો. "હાં. હાં. જોજો ખાતા."

"કેમ શું છે?" પેશી કુમારના હાથમાંજ રહી. તે ખાતાં અટક્યો.

"કેમ જતી વખતે હજારવાર કહ્યું હતું અને માથાકુટ કરી હતી તે સર્વ પાણીમાં કે?! કેમ કાંઇ બુદ્ધિ બહેર મારી ગઇ છે કે શું?! મણીકાન્તા કોઇવાર પ્રથમ આ પ્રમાણે આવેલ કે આજેજ?! શું એટલું તમે ઓળખી ન શકયા કે આ મણીકાન્તા છે કે કોઇ વેશધારી છે?! વાહ! આપને એક સુંદરી જોઇ એટલે તેની મીઠી મીઠી વાતોથી ભાન ભૂલ્યા!?"

પ્રતાપસિંહની બુરકી સાંભળીને વિજયસિંહ વરમાઇ ગયો અને મણીકાન્તાના મ્હોં સ્હામું જોવા લાગ્યો. વેશધારી મણીકાન્તાને હવે

લાગ્યું કે તે ફસાયો; આથી તેણે એકદમ પોતાનું ખંજર, કાઢયું અને પ્રતાપસિંહ ઉપર દોડયો. કુમારની ખાત્રી થઇ કે આ કોઇ વેશધારી બહુરંગી છે. તેને પ્રતાપસિંહ તરફ ખંજર સાથે દોડતાં જોઇ વિજય-કુમારે તરતજ ઉઠી ખંજરવાળા હાથની બાંય પકડી અને બીજો હાથ તેની કમરમાં નાંખી તેને ઉચક્યો. જો ચાહત તો તેને ઉંચે થી એવી રીતે નાંખત કે તેનાં હાડકાં પાંસળાં જુદાં થઇ જાત, પણ પ્રતાપ-સિંહ બોલી ઉઠયો:—"હાં હાં જોજો તેને પછાડતા. તે મરી જશે. તે બહુરંગી છે. તેનું જે કામ છે તે પ્રમાણે તેણે કર્યું છે. તેને મારે હવાલે કરો."

ધીમેથી કુમારે તેને નીચે મૂકયો. ખંજર ખુંચવી લીધું અને મુસ્કે-ટાટ બાંધી તેને પ્રતાપસિંહને હવાલે કર્યો. પ્રતાપસિંહે જોરથી તેના નાકમાં બેહોશીની દવા સુંઘાડી બેહોશ કરી દીધો અને એક ગાંસડીમાં બાંધી તેને સ્હામે મૂકી બન્ને વાતો કરવા લાગ્યા.

પ્રતાપસિંહે વિજયકુમારને ઘણીજ રીતે સમજાવી કહ્યું કે:—"હવે થવાનું તે તો થઇ ગયું પણ હવે ધાપ ખાઇ ન જવાય તેની સાવચેતી રાખશો."

કુમાર બહુજ શરમાયો અને કાંઇપણ ઉત્તર ન દેતાં હવે નવીન-દુર્ગની હકીકત પૂછવા લાગ્યો. પ્રતાપસિંહે ત્યાંની સર્વ બનેલી હકીકત જણાવી અને ખડ્ગસિંહ મહારાજાએ પોતાની મહોરવાળી જે ચીઠ્ઠી આપી હતી તે પણ બતાવી. પોતાના પિતાના નામની ખડ્ગસિંહ મહા-રાજાએ ચીઠ્ઠી આપી છે તે જોતાંજ કુમારના હર્ષનો પાર ન રહ્યો. કૂદીને પ્રતાપની કોટે વળગી પડયો અને કહ્યું:—"હવે જે કરવાનું તે સત્વર કરી નાંખો."

"હા, હવે ઉતાવળા બની, બહાવરા બનવું નથી. તમે ગભરાશો

નહિ. જે કરવાનું છે તેનીજ ત્રેવડમાં હું છું." પ્રતાપે તેને ઉત્તર આપ્યો.

અનેક પ્રકારની વાર્તાઓ કરતા પાછા બન્ને મિત્રો બેઠા.

આમને આમ વાતોમાં આખી રાત્રિ ચાલી ગઇ અને સવારનો પ્હો ફાટયો. મ્હોટા મળસકે પ્રતાપે પેલી બહુરંગીની બાંધેલી ગાંસડી ઉપાડી જે જગાએ મહમદ અને મહોબતસિંહને મૂકયા હતા તે જગાએ જવા વળ્યો. ત્યાં જતાંજ પૂર્વવત્ દરવાજો ઉઘાડયો અને ચારે બાજુ જોતો જોતો આગળ આવતાં એક નિર્ઝરના પાસે મહમદને સૂતેલો જોયો. વળી થોડે દૂર ઝાડની નીચે એક પત્થરની છાટ ઉપર મહોબતસિંહને પણ માથું નીચું ઘાલી બેઠેલા જોયા. પ્રતાપસિંહને જોતાંજ મહોબતસિંહ ઉભા થયા અને બોલ્યાઃ—

"બાઇ પ્રતાપસિંહ ! મ્હેં એવી શી તમારી કસુર કરી છે કે મને આ કેદખાનાની સજા ?!"

"કસુર ?! અરે આપની તે કસુર હોય !? કસુર કરી હોય અને આપને કેદખાનામાં નાંખ્યા હોય તો આપના પગમાં બેડી ન હોય ?! આપે અહમદને અહીં જોયો હશેજ અને તેના પગે બેડી પણ નીહાળી હશેજ. આપે કોઇપણ કસુર કરી નથી પણ આપને એક દિવસ અહીં રાખવામાં મારૂં મોટું કામ થાય તેમ હતું. થયેલા અપરાધની હું માફી માગું છું. આપ હવે સ્વતંત્ર અને છુટા છો. જ્યાં જાઓ ત્યાં આપની આજ્ઞા ઉઠાવવા હું સેવક તૈયાર છું. નવીનદુર્ગમાં આપ એક નેક, ઇમાનદાર અને ન્યાયી–નીમળ હૃદયના છો. હું આપની મદદની આશાનો અભિલાષી છું." પ્રતાપસિંહે મલકાતા મુખે ગંભીર વાણીથી કહ્યું.

"જુઓ પ્રતાપસિંહ, આપ સારી રીતે જાણો છો કે હું હમેશાં તમારો અને કુમાર વિજયસિંહનો મિત્ર છું. મને તમારી ચાકરી કરવામાં

કોઇ જાતની હરકત નથી. મને તો એજ થયા કરતું હતું કે પ્રતાપસિંહ મિત્ર હોવા છતાં એક મિત્રનેજ કેમ કેદ કર્યો ! પ્રથમ તો મને એમ પણ ખબર નહોતી પડી કે આ સ્થાને કેવી રીતે આવ્યો. મુએલો આવ્યો કે જીવતો. પરંતુ અહીં મહમદને જ્યારે મેં જોયો ત્યારે મને સમજાયું કે આપના પ્રભાવનોજ પ્રતાપ. હશે ભાઇ ! હવે એ તો જણાવો કે મને અહીં રાખવાથી તમારૂં શું કામ થયું અને હવે મારે તમારે માટે શું કરવાનું છે ! ! " મહોબતસિંહે જણાવ્યું.

" મ્હેં આપનો વેશ ધારણ કર્યો હતો, પણ આપના જનાનખાનામાં પ્રવેશ નથી કર્યો તેની ખાત્રી રાખશો. " પ્રતાપે કહેવા માંડયું.

" તમને તો હું મારા એક ન્હાના ભાઇ બરોબર સમજુ છું, આથી તમે ગયા હોત તોપણ શું ? પણ કહો પછી !" સાંભળવાને અધીરા બનેલા મહોબતસિંહે પૂછયું.

ખડ્ગસિંહ મહારાજાએ અજીતસિંહ મહારાજા ઉપર જે ચીઠી લખી આપી હતી તે પ્રતાપસિંહે મહોબતસિંહને બતાવી, તેમનાં તમામ કપડાં તેમને પાછાં આપ્યાં અને સર્વ હકીકત તેમને ખુલાસેવાર કહીને જણાવ્યું કે—" હવે આપે આપનાં કપડાં પહેરીને વિજયગઢમાં જવાનું છે. ત્યાં દરબારમાં જઇ મહારાજા સાહેબ પાસે મારી માગણી કરવી અને મને સાથે લેઇ જવો. નહીં તો અમલગઢથી જે ચિત્રરંગીઓ આવ્યા છે તે નવીનદુર્ગમાં મહા ઉપદ્રવ મચાવશે અને મહારાજા હેમસિંહ આવી નવીનદુર્ગનો કબજો લેઇ લેશે. હું આપની સાથે આવીશ અને તે તમામ ચિત્રરંગીઓને એક પછી એક પકડીશ. આપ માત્ર એક બે વાત ધ્યાનમાં રાખજો. એક તો એ કે જ્યાં સુધી બને ત્યાં સુધી મુસલમાનોને એક પછી એક દૂર કરતા જજો અને તે જગાએ હીંદુઓથી પુરતા જજો; બીજું એ કે કુમાર વિજયસિંહને ભૂલશો નહીં, અને ખડ્ગસિંહ મહારાજા આગળ તેની બને તેટલી પ્રસંશા કર્યા કરશો, કે જેથી મહારાજા

તેમને પણ ત્યાં મદદ માટે બોલાવે."

મહોબતસિંહે પ્રતિજ્ઞા લીધી અને જણાવ્યું કેઃ—તમારો હંમેશને માટે નેક દોસ્ત રહીશ અને તમે મને કહ્યું તેના કરતાં વધારે કરી બતાવીશ."

હવે પ્રતાપસિંહે પેલી ગાંસડી છોડી, ચિત્રરંગીના પગમાં એક બેડી પહેરાવી દીધી. તેની પાસેનો બહુવેશી તમામ સામાન એક ગાંસડીમાં હતો તે લેઇ લીધો. પછી તેને શુદ્ધિમાં લાવી તેનું મ્હોં સાફ કરતાં જણાયું કે તે તો ચંદુલાલ નામનો ચિત્રરંગી હતો. અમલગઢના તમામ ચિત્રરંગીઓને પ્રતાપસિંહ ઓળખતો હતો અને તેથી ચંદુલાલને તેણે તુરતજ ઓળખ્યો.

ચંદુલાલને નહેરને કીનારે ત્યાંજ છોડી પ્રતાપસિંહ અને મહોબતસિંહ ભોંયરાની બહાર નીકળવા ચાલ્યા. દરવાજાની પાસે આવી પહોંચતાં પ્રતાપસિંહે મંત્રિ મહારાજાને જણાવ્યું કે—" આપની રજા લઇ ફરી આપને થોડીવાર માટે હું બેશુદ્ધ બનાવું છું, બહાર નીકળીને આપને શુદ્ધિમાં લાવિશ"

" ઘણીજ ખુશીથી તમારી મરજીમાં આવે તેમ કરો. મારે આ તુરંગખાનામાં આવવાનો રસ્તો જોવાની કે જાણવાની લેશ માત્ર પણ ઇચ્છા નથી. તે તમારૂં કામ છે. મારે જોઇને શું કામ છે!"

મહોબતસિંહે વાકય પુરૂ કરતાં પ્રતાપસિંહે તેમને બેશુદ્ધ બનાવી બહાર લાવી ફરી શુદ્ધિમાં આણી કહ્યુઃ—"હવે આપ આપનાં કપડાં પહેરી લ્યો અને મારી સાથે ચાલો."

બંને સાથે સાથે વિજયગઢ આવી પહોંચ્યા. હવે પ્રતાપસિંહ જુદા પડી ગયા અને મહોબતસિંહ એકલાજ દરબાર તરફ વળ્યા. મહારાજા અજીતસિંહે તેમને ઘણોજ સારો આવકાર આપ્યો. તેમનું યોગ્ય સન્માન કરી હાલ હવાલ પુછતાં બહુ બન્યું તો મંત્રિએ કહી આખરે મહારાજા જાડમસિંહની ચીઠી આપી. મહારાજાએ ઘણાજ માન અને પ્રેમ

પૂર્વક તે ચીઠી લીધી અને પોતાના મંત્રિ ચતુરસિંહને તે વાંચવા આપી.

ચતુરસિંહે મ્હોટેથી ચીઠી વાંચી. ચીઠી સાંભળી મહારાજા ઘણા પ્રસન્ન થયા અને બોલ્યા;—" મારૂં રાજ્ય મહારાજા ખડગસિંહનુંજ છે. તેનો ઉપભોગ પોતાની મરજીરૂપ કરવાને તે પૂર્ણ સ્વતંત્ર છે. જેને મરજીમાં આવે તેને તે બોલાવે તો તેને મોકલવામાં મને કાંઇ વિરોધ નથી. પ્રતાપસિંહ આપની સાથે આવશે. "

મહારાજાએ મહોબતસિંહની મહેમાનગીરી કરવાની ચતુરસિંહને આજ્ઞા આપી; બાદ દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો.

ત્રણ દિવસ સુધી મહોબતસિંહની ઘણી સારી રીતે પરોણાગત કરવામાં આવી. આથી તે ઘણાજ ખુશી થયા. ચોથા દિવસે તેમણે મહારાજાની જવા માટે આજ્ઞા માગી. મહારાજાએ કેટલુંક ધન અને જવાહિર મંત્રિને આપ્યું અને પ્રતાપને બોલાવી સમજાવી મંત્રિની સાથે રવાના કર્યો.

ઘણા ઠાઠમાઠની સાથે બન્ને નવીનદુર્ગ પહોચ્યા અને સાંજના દરબારમાં ખડગસિંહ મહારાજા પાસે હાજર થયા

મહોબતસિંહે વિજયગઢની હકીકત જણાવી. ત્યાંના થએલા સન્માનની અને અજીતસિંહજી મહારાજની એટલી બધી પ્રસંશા કરી કે ખડગસિંહ મહારાજા ઘણાજ ઉપકારમાં દબાયા. મંત્રિને હુકમ કર્યો કે પ્રતાપસિંહને માટે એક સરકારી ઉમદા મકાનનો બંદોબસ્ત કરો અને તેમની ખાતરદારી મહેમાનગીરીની સર્વ વ્યવસ્થાનો બોજો તમારેજ માથે રહેશે.

દરબાર બરખાસ્ત થતાં મંત્રિજી પ્રતાપસિંહને સાથે લેઇ નીકળ્યા. એક ઉત્તમ સુશોભિત ખંડમાં તેમનો ઉતારો કર્યો. નોકર ચાકર તથા પહેરાવાળાઓને માટે પણ બંદોબસ્ત કરી દીધો. રોકેલા તમામ નોકરો હિંદુજ હતા.

બીજે દિવસે દરબારમાં મંત્રિની સાથેજ એક ખુરશી પ્રતાપસિંહ માટે મુકરર કરવામાં આવી.

વિશ્વમોહિનીની સખી મણીકાન્તા હોવી જોઇએ. તેના શીવાય બીજા કોઇનું કામ નહીં !?" દુર્જને હાથ જોડી જણાવ્યું.

" શું મણીકાન્તા વિશ્વમોહિની કરતાં પણ આવી ખુબસુરત છે !"

" વિશ્વમોહિનીને તો તે ન પહોચે. પણ વિશ્વમોહિનીના બીજે નંબરે આ દુનિયામાં મણીકાન્તાજ છે. વળી તે પ્રતાપને ચ્હાય છે." દુર્જને હકીકત કહી.

થોડીવાર સુધી મહારાજા વીચારમાં પડી ગયા. પછી બોલ્યાઃ—

" જ્યાં સુધી વિશ્વમોહિની અને મણીકાન્તા મારા હાથ નહીં આવે ત્યાં સુધી મારા જીવમાં જીવ નહીં આવે, મને ચેન નહીં પડે. માટે ખડ્ગસિંહને પત્ર લખી તે બન્નેની માગણી કરવી ઘટે છે".

" મહારાજ આપના પત્રને ખડ્ગસિંહ નહીં ગણકારે." દુર્જને બળતામાં ઘી હોમવા પ્રયત્ન કર્યો.

" જો નહીં માને તો હું નવીનદુર્ગ ઉપર ચઢાઈ કરીશ. વિજય મેળવીશ. પછી તે બન્ને કયાં જશે ?." મહારાજાએ આવેશમાંજ ઉત્તર વાળ્યો તથા મંત્રિને બોલાવવા આજ્ઞા કરી.

થોડીવારે મંત્રિ આવી પહોચ્યા. મહારાજાએ આજ્ઞા કરી કે મારા નામથી એક પત્ર નવીનદુર્ગના રાજા ખડ્ગસિંહને લખો કે, વિશ્વમોહિનીનો વિવાહ મારી સાથે કરી સખાવટ કરવા મણીકાન્તાને સાથે મોકલવી.

હુકમ પ્રમાણે મંત્રિએ પત્ર લખ્યો. મહારાજાએ પોતાની મહોર કરી મોતીલાલબંકાને તે પત્ર આપતાં જણાવ્યું કે તમારા સીવાય બીજાથી વાત નહીં બને. વટિ માટે તમે જાઓ અને કામ ફતેહ કરી આવો.

બંકા પત્ર લઇ તુરતજ નવીનદુર્ગ જવા તૈયાર થયો.

---

# પ્રકરણ ૧૩ મું

## વિજયગઢમાં વિજયસિંહ.

વાર્તિક લખતાં વાત, વિવિધ પ્રસંગો વર્ણવે;
પણ વસ્તુ સાક્ષાત, એકજ ચિતરે યુક્તિથી.

વિજયગઢમાં આજરોજ સ્હવારમાં દરબારમાં મહારાજા સાહેબ અજીતસિંહ પધાર્યા હતા. સાથે વિજયસિંહ પણ બેઠા હતા. મંત્રિ ચતુરસિંહ મહારાજા સાહેબના હુકમ પ્રમાણે કામ કરી રહ્યા હતા. આ વખતે નવીનદુર્ગથી વિજયગઢ આવવા નીકળેલા મંત્રિ મહોબતસિંહ અને પ્રતાપસિંહ માર્ગમાં મુકામ કરતા કરતા આવી પહોચ્યા.

દરબારમાં પ્રવેશ કરતાંજ મંત્રિએ મહારાજા સાહેબને નમીને નમન કર્યું, ત્યારબાદ વિજયસિંહને નમન કર્યું, તેમ મંત્રિ ચતુરસિંહને પણ યોગ્ય સન્માન આપ્યું. પ્રતાપ પણ મહારાજા અજીતસિંહને જતાંજ ચરણે પડયો. રાજાજીએ ઘણીજ પ્રીતિથી આશિર્વાદ આપતાં ઉઠાડયો. ત્યારબાદ પોતાના પિતાને નમન કરી કુમાર વિજયસિંહની પાસે જઇ બેઠો. મંત્રિ મહોબતસિંહે નવીનદુર્ગથી લાવેલ નજરાણું ત્યાં અર્પણ કરી વિજયકુમાર માટે એક સુંદર પોશાક તૈયાર કરાવી લાવેલ હતા તે કુમારને પહેરાવ્યો. મહારાજા આ જોઇ પસન્ન થયા. કુમારની ખુશાલીનો પણ પાર ન રહ્યો. પછી મહારાજાએ પ્રતાપને તેની હકીકત પૂછતાં, તેણે

પોતે કેવી રીતે પકડાયો તે સંબંધી ખરેખરો ઇતિહાસ અને કેવી રીતે છુટયો તે સંબંધી કાંઇક બનાવટી ઇતિહાસ જણાવ્યો. વળી આવતાં ત્યાંના બે રંગીઓને પકડતા આવ્યાની અને તેમને નવીનદુર્ગમાં કેદ કર્યાની હકીકત પણ કહી. મહારાજા સાહેબે સાંભળી ઘણાજ રાજી થઇ પ્રતાપને કાંઇ ઇનામ આપ્યું તથા કહ્યું કે હવે તમે જલદી મકાને જઇ તમારાં માતુશ્રીને મળો. તમારા ગુમ થયાની હકીકત સાંભળી તેમના હાલ હવાલની સ્થિતિ તો તેજ અનુભવી શકતાં હશે. આજ્ઞા થતાંજ પ્રતાપ સર્વને મળવા ઉઠયો. મહારાજાએ મહોબતસિંહની મહેમાનગીરી માટે આજ્ઞા આપી દરબાર બરખાસ્ત કર્યો. પ્રતાપ મકાનમાં સર્વને મળી હવે વિજય-કુમારના દિવાનખાનામાં આવ્યો.

પ્રતાપને જોતાંજ બન્ને મિત્રો અરસપરસ ખુબ ભેટયા. બાદ કુમારે કહ્યું:—તમે પકડાયાની હકીકત તો દરબારમાં બરોબર કહી પણ છુટા થયાની હકીકત બનાવટી કહી હોય એમ લાગે છે, માટે ખરે-ખર શું બન્યું તે જણાવો. પ્રતાપે મણીકાન્તાનાં બન્યાં તેટલાં વખાણ કરી, તેની મદદથીજ છુટી આવ્યો છું એમ જાહેર કરતાં સત્ય હકીકત પૂરેપૂરી કહી. કુમારે હકીકત સાંભળી પ્રતાપને ખુશ બખ્તિની મુબારકબાદી આપવા માંડી. પ્રતાપે જણાવ્યું કે આપને હું પ્રથમ મુબારક-બાદી આપીશ. પછી વખતે હું મુબારકબાદી લઇશ. કુમારશ્રી છાના રહ્યા. થોડારોજ બન્ને વિજયગઢમાંજ રહ્યા. આ પ્રસંગે હમેશાં કુમાર જેમ બને તેમ વિશ્વમોહિનીની મુલાકાત જલદી થાય તેમ તજવીજ કરવા પ્રતાપને ટોકયા કરતો હતો. પ્રતાપસિંહ ધીરજ આપ્યે જતા હતા. હવે મહારાજા સાહેબ પાસે મંત્રિએ બહુ દિવસ થયા તેથી પાછા જવા દેવાની પરવા-નગી માગી તેમ પ્રતાપને પણ સાથેજ લઇ જવા દેવા વિનંતિ કરી. પ્રસન્નતા પૂર્વક મહારાજાએ પરવાનગી આપી. મંત્રિને શીરપાવ આપી

પ્રતાપને પણ સાથે વિદાય કર્યો. જતાં જતાં પણ કુમારને મળવા પ્રતાપ ગયો. કુમારે આંસુ નીગાળતાં રજા આપી અને પોતાની સ્થિતિના હાલ જોઇ જેમ બને તેમ યોગ્ય જલદી કરવા પાછું સુચન કર્યું. પ્રતાપે તેને શાંતિ આપી રજા લીધી.

મંત્રિ મહોબતસિંહ અને પ્રતાપસિંહ વિજયગઢમાંથી નીકળી તેજ રોજ સાંજના મોડા નવીનદુર્ગમાં આવી પહોચ્યા. આથી બીજે દિવસે સ્હવારમાં દરબાર વખતે મહારાજા પાસે હાજર થયા. નમન કરી બન્ને પોતાની જગાએ બેઠા.

મહારાજાએ અજીતસિંહ મહારાજ સંબંધી કુશળ વર્તમાનની હકીકત પ્રતાપસિંહને પૂછતાં પ્રતાપે ખબર કહેતાં રાજા સાહેબ તરફથી મહારાજા સાહેબની ખબર પૂછાવી છે એમ કહ્યું. મંત્રિ મહોબતસિંહે પણ વિજયગઢ નરાધિપનાં વખાણ કર્યાં.

આ વાર્તા થઇ રહી એટલામાં અમરગઢથી બ્હેમસિંહ મહારાજનો પત્ર લઇ મોતીલાલબંકા આવ્યો. આશીર્વાદ આપી ચીઠી મહારાજશ્રીના હાથમાં આપી. મહારાજાએ મંત્રિને વાંચવા આપી. પત્ર વાંચતાં વાંચતાં મંત્રિનો ચહેરો ક્રોધથી લાલચોળ બનવા લાગ્યો. મહારાજા સાહેબ અને પ્રતાપસિંહ મંત્રિના મ્હોં સ્હામુ જોઇ રહ્યા હતા. તેમને પણ લાગ્યું કે પત્રમાં કાંઇ અવિનયી લખાણુ હશે. પત્ર [illegible] મંત્રિએ અરજ કરી કે આ પત્ર અહીં સાંભળવા લાયક નથી. મહારાજાએ ઠીક કહી પત્ર લાવનાર બંકા માટે ઉતારાની તજવીજ કરવાનો હુકમ કરી મંત્રિને તથા પ્રતાપસિંહને પોતાના એકાંત દિવાનખાનામાં બોલાવ્યા. દરબાર બરખાસ્ત થયો.

કરવાયોગ્ય બંદોબસ્ત કરી મંત્રિ અને પ્રતાપસિંહ મહારાજા સાહેબ પાસે જતાં, બ્હેમસિંહ તરફથી આવેલો પત્ર વાંચવા ફરમાન થયું. મંત્રિએ

મહારાજા સાહેબના હાથમાં પત્ર મુકી જાતેજ વાંચવા વિનંતિ કરી. મહારાજે પત્ર વાંચ્યો. વાંચતાં ક્રોધથી આંખ્યો લાલચોળ થઇ ગઇ. પત્ર ફાડીને ફેંકી દઇ મહારાજા બોલ્યા કે—" આવેલા પત્ર લાવનારને કહો કે અહીંથી પાછો ચાલ્યો જા. એજ આ પત્રનો જવાબ. "

મહારાજા થોડીવાર સુધી મૌન રહ્યા. આખરે ધીમે ધીમે અવાજે બોલ્યા:—" દુર્જન અમલગઢ ગયો ત્યારથીજ મને લાગ્યું હતું કે તે કાંઇને કાંઇ કર્યા વિના નહીં ચુકે. હશે મારા જીવતાં તો તેની ઇચ્છા પુરી નહીં થાય. હવે તમારે પણ પૂરો બંદોબસ્ત રાખવો પડશે."

પ્રતાપે હાથ જોડી જણાવ્યું કે:—"હવે જરૂર બહેમસિંહ લશ્કર લેઈ ચઢી આવશે. માટે હુકમ આપો કે આપણે આપણા લશ્કરની પણ કવાયત શરૂ કરી તૈયારી કરવા માંડીએ. જ્યારથી તેણે બહુરંગીઓને મોકલ્યા ત્યારથીજ મને તો તેની બદદાનત જણાઇ હતી. હવે વાત ઉઘાડી પડી."

"બહેમસિંહ પાસે ૩૦૦૦૦ નું લશ્કર છે અને મારી પાસે માત્ર ૧૦૦૦૦ નું છે તેથી શું મારે ડરવું ? ! ના ના એમ ક્ષત્રી પુત્ર કદાપિ નહીં ડરે. " મહારાજા બોલ્યા.

"અરે ખુદાવિંદ ! આપની દસ હજારની ફોજ અને તેમાં પાંચ હજારની વિજયગઢની ગણો એટલે ૧૫ હજાર માણસો થયાં અમલગઢનાં ગીધડાંને મારવા માટે તો માત્ર એક હજાર માણસ પુરતાં છે." પ્રતાપે સવિનય કહેવા માંડયું:—કૃપાનાથ ! એક પત્ર મને આપો, સાથે મંત્રિને મોકલો. હું હમણાંજ વિજયગઢ જાઉં છુ અને ત્યાંથી લશ્કર લઇ આવું છું. વળી જો હજુર પરવાનગી હોય તો વિજયકુમારને પણ લેતો આવું. લશ્કરની કવાયત તેમને સોંપો. પછી જુઓ કે કેવો રંગ ઉડે છે. બહેમસિંહને નાસતાં પણ ભોંય ભારે પડે છે કે નહીં ! ! !"

" હું પણ આ વાતને પસંદ કરૂંછું." મંત્રિએ પ્રતાપને ટેકો આપ્યો.

"હા વાત તો સાચી છે. પણ વિજયકુમારને લડાઇનું કામ સોંપવાનો જીવ મને નથી થતો. જો કે તે સર્વ રીતે પ્રવીણ છે તોપણ જેવો મારો છોકરો તેવોજ અજીતસિંહનો. હું કેવી રીતે તેને લડવા જવાનું કહી શકું ? હું કહુ તોપણ તેમના પિતા કેમ મંજુર કરે ?" મહારાજાએ કહ્યું.

" મહારાજ! આપે ખ્યાલ કરવાની કે શંકા ધરવાની કાંઇ પણ જરૂર નથી. વિજયકુમાર બેઠા બેઠા આરામ કરે ને આપે લડવા જવું પડે તે યોગ્ય ન કહેવાય. મહારાજા અજીતસિંહ વીર પુરૂષ છે, કાયર નથી, કે તે કુમારને મોકલતાં અચકાય. અરે તે તો વાત સાંભળતાંજ કુમારને મોકલશે. વળી ! તે તો જાતે પણ તૈયારી કરશે." પ્રતાપે જણાવ્યું.

રાજા સાહેબ પ્રતાપની ઉત્સાહ ભરી વાતોથી ખુશી થતાં તેમણે મંત્રિને આજ્ઞા કરી કે અજીતસિંહ મહારાજને એક પત્ર લખો. તેમાં ઠહેમસિંહે જે આપણને બેઅદબી ભરેલું લખ્યું છે તે અને આપણે તેનો જે ઉત્તર વાળ્યો છે તે તમામ હકીકત લખી જણાવો અને શું કરવું તે સંબંધી તેમની સલાહ માગો. આજે ને આજે પત્ર લેઇ જાઓ. કારણ હવે વખત ખોવા જેવું નથી. તેમનો ઉત્તર આવતાં જેમ યોગ્ય લાગશે તેમ કરીશું. મંત્રિએ તુરતજ હુકમ પ્રમાણે પત્ર લખ્યો. મહારાજાએ પોતાની મહોર કરી અને મંત્રિ તેજ ક્ષણે વિદાય કર્યા.

મંત્રિ પાછલા પહોરના વિજયગઢ પહોચ્યા. સીધા ચતુરસિંહ દિવાનને ત્યાં ગયા. મંત્રિ મહોબતસિંહ આવવાની ખબર મળતાંજ ચતુરસિંહ તેમનો સત્કાર કરવા બહાર સુધી તેડવા આવ્યા. મંત્રિને અંદર લેઇ જઈ પોતાને ત્યાંજ ઉતારો આપ્યો. બાદ સર્વ હકીકત પુછી. મંત્રિએ હકીકત જણાવતાં ચતુરસિંહ પણ ગુસ્સામાં આવી ગયા અને બોલ્યાઃ—ખરેખર

ઉમ્મેદસિંહે હવે હદ છોડી લાગે છે. તે આપણને તો જાણે ગણતોજ નથી. પણ ઠીક છે, હવે જોવાશે. હવે આપ સાંજના રાજાજીને મળશો.

સાંજના વખતે મંત્રિ મહોબતસિંહ, ચતુરસિંહ દિવાનની સાથે મહારાજા અજીતસિંહને મળવા ગયા. કુમાર વિજયસિંહ મહારાજાની પાસેજ બેઠા હતા. મંત્રિએ બન્નેને નમન કરી પત્ર મહારાજાના ચરણે મુકયો. મંત્રિને યોગ્ય સન્માનથી બેસાડી મહારાજાએ પત્ર વાંચ્યો. તે વાંચતાંજ ગુસ્સામાં આવી ગયા. કાંઇ પણ તે બોલી ના શકયા. પત્ર તેમણે કુમારને આપ્યો. કુમારે વાંચ્યો. તે વાંચતાં તેના ગુસ્સાનો તો પારજ ન રહ્યો. ક્રોધથી આંખ્યોએ અંધારાં આવવા લાગ્યાં. કાંઇક વિચાર કરી કુમારે હાથ જોડી પિતાજી તરફ ફરી કહેવા માંડ્યું:—" મને યુદ્ધમાં જવાની ઘણીજ હોંસ છે. વળી ખરો ક્ષત્રીનો ધર્મ પણ તેજ છે. આવા પ્રસંગો ફરી ફરી મળતા નથી. માટે મને આજ્ઞા કરો કે ઉમ્મેદસિંહ નવીનદુર્ગપર ચઢાઇ કરવા જાય તે પહેલાંજ હું અમલગઢ જાઉં અને ઉમ્મેદસિંહનેજ કેદ કરી પકડી લાવું. "

" એટલી ઉતાવળની હાલ કાંઇ જરૂર નથી. તમે હાલ તો નવીનદુર્ગ જાઓ. ક્ષત્રીઓને લડાઇ સમયે પિતા પુત્ર, ભાઈ કે ભત્રીજો કોઇ પણ વિશેષ વ્હાલુ ગણવાનું નથી. આથી તમે મને પ્રાણથી અધિક પ્રિય હોવા છતાં હું તે યુદ્ધના વખતે પ્રીતિને નહીં લેખનાં આજ્ઞા કરૂં છું કે આપણી તમામ ફોજ લઇ તમે જાઓ. ખડ્ગસિંહ મહારાજાને મદદ કરો અને આપણું નામ દીપાવો." ચતુરસિંહ તરફ ફરી મહારાજાએ કહેવા માંડયુ " તમામ લસ્કરને જાણ કરો કે રાતની રાતમાં તૈયાર થઇ જવું કારણ સ્હવારમાં કુમારની સાથે જવાનું છે." મંત્રિ મહોબતસિંહને મહારાજાએ આજ્ઞા કરી કે:—"તમે આજની રાત અહીંજ રહી સ્હવારમાં કુમાર અને લશ્કર લેઇનેજ સધારજો."

મહારાજા હુકમ આપી મહેલમાં પધાર્યા. મંત્રિને લેઈ અજીતસિંહ પોતાના મકાને ગયા. કુમાર લડાઇમાં જવાની તૈયારી કરવા લાગ્યા. વિશ્વમોહિનીને મળવાની હોંસમાં રાત્રિ ક્યાં ચાલી ગઇ તેની પણ કુમારને ખબર ન પડી.

પ્રાતઃકાળ થયો. સ્નાન કરી પરવારી, લસ્કરી પોશાક ધારણ કરી, શરીર ઉપર શસ્ત્રોથી વિભૂષિત થએલા કુમાર માતાજીની આજ્ઞા લેવા મહેલમાં ગયા. મહારાણીને રાત્રિએજ ખબર થઇ ગઈ હતી. કુમારને લસ્કરી દમામમાં જોઈ ક્ષત્રાણી માતાને અંતરમાં ઉંડી પ્રસન્નતા ઉદ્દભવી. કુમારે નમન કરી વિદાયગીરી માગી. મહારાણી સજળ નેત્રે કુમારના શિરપર હાથ મુકી તેને આશિર્વાદ આપતાં બોલ્યાં:–" વીરા વ્હેલા પધારજો. ક્ષત્રીય નામને દીપાવજો. ક્ષત્રીયવીરનો ધર્મ એ છે કે યુદ્ધના પ્રસંગે, મા બાપની મહોબત, એશ આરામ વગેરે સર્વ વૈભવ તજવા. આ સ્મરણમાં રાખજો. વેરીને પીઠ ન દેખાડશો. પરમાત્મા તમારો વિજય કરશે."

રજા લેઇ કુમાર બહાર આવ્યા. મંત્રિ મહોબતસિંહ પણ એક ઉમદા ઘોડા ઉપર તૈયારજ ઉભા હતા. બન્ને સરદાર આગળ અને પાછળ સમુદ્રની માફક લહેરો મારતી ફોજ ચાલી. હવે નવીનદુર્ગ થોડેજ છેટે માત્ર રહેવાથી કુમારે અશ્વ ઉભો રાખ્યો અને મંત્રિને જણાવ્યું:—" મારો વિચાર આ જંગલમાં આ સ્થાને મુકામ કરી લસ્કરની કવાયત જોઇ પછી શહેરમાં પ્રવેશવાનો છે. માટે હું તો અહીંજ અટકીશ."

મંત્રિ મહારાજે જણાવ્યું:—" આપનું કહેવું યોગ્ય છે. મારે પણ પહેલાં જઇ મહારાજાને આપના પધારવાની ખબર આપવી જોઇએ. હું પાછો આવું ત્યારે આપણે શહેરમાં સાથે પ્રવેશીશું."

કુમારે વનવૃક્ષઘટામાં ત્યાંજ મુકામ કરવા લશકરને આજ્ઞા આ-

પી. મંત્રિ નવીનદુર્ગ તરફ વધ્યા. નગરમાં જઇ મહારાજા સાહેબને વિજયગઢ જઈ આવ્યાની હકીકત કહેતાં, કુમાર લશ્કર સાથે આવી પહોચ્યા છે અને એક ગાઉ ઉપર જંગલમાં મુકામ કર્યો છે એવી ખબર આપી.

મહારાજા આ વાર્તા સાંભળતાં ઘણાજ ખુશી થયા અને કહ્યું:– " મુકામી જગા લસ્કરને માટે તો ઉત્તમ છે પણ કુમારને તો અહીં લાવવા જોઇએ. જાઓ સામૈયાની તૈયારી કરો અને સર્વ સરદારો સાથે જઈ કુમારને માનભેર તેડી લાવો.

મહારાજાનો હુકમ થતાંજ સર્વ સરદારોને ખબર મોકલવામાં આવી. ઘણા સરદારો તૈયાર થઇ આવ્યા. મંત્રિ કુમારને સત્કાર સાથે શહેરમાં લાવવા ચાલ્યા.

પ્રતાપસિંહ તો ખબર મળતાંની સાથેજ સહુથી પહેલાંજ પહોચી ગયા અને કુમારને કહ્યું.—'મુબારકબાદી."

કુમારે પ્રતાપને જોતાંજ હસી દીધું અને હાલ પૂછ્યા.

" જે થયું છે તે ઠીક થયું છે અને બાકીનું હવે પુરૂ થશે. " પ્રતાપે જવાબ દીધો અને બન્ને જણા લશ્કરની કવાયત જોવામાં ભળ્યા.

મંત્રિ મહોબતસિંહ સરદાર વર્ગ સાથે કુમારને તેડવા આવી પહોચ્યા. ખડ્ગસિંહ મહારાજાની આશિષ નિવેદન કરી. કુમાર ૧૦૦ પોતાના માણસો સાથે મહારાજાની મુલાકાતે જવા નીકળ્યા.

વિજયગઢથી કુમાર વિજયસિંહ લશ્કર સાથે ખડ્ગસિંહ મહારાજાની મદદે આવ્યા છે અને હમણાં કિલ્લામાં પધારશે એ વાર્તા આખા શહેરમાં ફેલાઇ ગઇ હતી. સવારી જોવા સ્ત્રી પુરૂષો ટોળાબંધ પોત પો-

તાના મકાનોમાં બેસી ગયાં હતાં. રાજમાર્ગ ઉપર ભીડ વધ્યે જતી હતી. ચઢેલી સવારી જોવા સર્વની આંખો ઉત્સુક જણાતી હતી. સવારી આવવાનો સમય થતાં મહારાજાને પણ ખબર પહોચી. રાણીવાસમાં મહારાણીએ પણ હકીકત જાણી. એક ઉંચી અટારીએ ઘણી દાસ દાસીઓ અને સરદાર વર્ગની સ્ત્રીઓ સાથે મહારાણી, વિશ્વમોહિની, મણીકાન્તા વસંતમાલતી, વગેરે સવારી જોવા બેઠાં. મહારાજા પણ મહેલના છજામાં સવારી નીહાળવા આવ્યા. થોડીજવારમાં સવારી નગરમાં પ્રવેશી. "ખડ્ગસિંહ મહારાજની જય, વિજય કુમારની જય "ના ધ્વનિ પ્રતિધ્વનિઓ ગર્જન કરવા લાગ્યા.

સવારીની શોભા ઓર બની હતી. તે નગરમાં ધીમે ધીમે ઠાઠમાં આવી રહી હતી. સર્વ કોઇ વિજયકુમારનાં એકે અવાજે વખાણ કરતાં હતાં. મહારાણી સવારી છજામાંથી જોઇ રહ્યાં હતાં. બહુ દિવસો પર કુમારને જોયેલા. આજે આવા ઠાઠમાં કુમારને આવતા જોયા. અંતરમાં સ્વાભાવિક પ્રીતિ ઉદ્દ્ભવી અને "વિશ્વમોહિનીના લાયકતો આ વિજય કુમારજ છે અને ગમે તેમ થાય પણ તેમનેજ પુત્રિનો હાથ સોંપીશ." એવા શબ્દો તેમના મ્હોંમાંથી નીકળી ગયા. વિશ્વમોહિની અને મણીકાન્તા પણ બીજી બાજુથી સવારી જોઇ રહ્યાં હતાં. વિશ્વમોહીની ધારી ધારી કુમારને નિહાળતી હતી. મણીકાન્તાએ આડી નજરે કુમારી તરફ જોયું. કુમારી શરમાઇ ગઇ.

સવારી લગભગ કિલ્લા પાસે આવી પહોચી. મહારાજા છજામાંથી નીચે ઉતરી આવ્યા. સવારી આવી પહોંચી. વિજયસિંહે અશ્વ ઉપરથી ઉતરી મહારાજાને ઘણાજ વિનયથી નમન કર્યું. મહારાજાએ તેમને અંતરથી આશિર્વાદ આપ્યો અને હાથ ઝાલીને સીધા મહેલમાં લેઇ ગયા. મહારાણી બન્નેને મહેલમાં આવતા જોઇ છેક આગળ સુધી લેવા

આવ્યાં. કુમારે તેમને પણ માતા તુલ્ય માન આપી નમન કર્યું. મહારાણીની આંખમાં પ્રેમાશ્રુ ઉભરાયાં. આશિર્વાદ આપ્યો. સર્વ બેઠાં. મહારાજાની ડાબી બાજુ મહારાણી અને જમણી બાજુ કુમારે આસન લીધાં. ચારે બાજુ દાસીઓની ભીડ ઉભરાઇ. સર્વ ઉમદા ઉમદા શણગાર અને વસ્ત્રોથી વિભૂષિત હતી. વિશ્વમોહિની એક કમાડના ઓથે રહી કુમારને જોતી ઉભી હતી. મળવાનું તો ઘણુંએ મન હતું. પણ શું કરે ?! કુમાર પણ ચારે બાજુ વિશ્વમોહિનીને શોધવા આંખ્યો ફેરવી રહ્યા હતા.

થોડીવાર મહેલમાં બેસી મહારાજા સાહેબ કુમાર સાથે ઉઠયા અને દિવાનખાનામાં પધાર્યા. ખાસ આરામગૃહની પાસેનુંજ સુશોભિત એક દિવાનખાનું કુમારના ઉતારા માટે નક્કી કરવામાં આવ્યું. મહારાજાને વિદાય કરી કુમાર પોતાના ઉતારાવાળા ખંડમાં ગયાં. વિશ્વમોહિનીનાં દર્શન થયાં નહીં તેથી ચિંતા થવા માગી. પ્રતાપસિંહ આવી પહોચ્યા. ઉદાસીનું કારણ જાણી પ્રતાપે તેને શાંતિ આપી અધિરા ન બનવાનું સૂચવ્યું.

બીજે દિવસે સ્હવારે સ્નાન પૂજાથી પરવારી કુમારશ્રી પણ દરબારમાં પધાર્યા. પોતાના સિંહાસનની પાસેજ એક રત્નજડિત ખુરશી કુમાર માટે ગોઠવવામાં આવી. તે ઉપર ઘણાજ માન સાથે કુમારને મહારાજાએ બેસાડયા. આવેલી તમામ ફોજનો રાજ દરબાર તરફથી બંદોબસ્ત કરવા મહારાજાએ મંત્રિને હુકમ આપ્યો. કુમારે જણાવ્યું કે— " કશા બંદોબસ્તની જરૂર નથી. સર્વ સામાન અને બંદોબસ્ત સાથે અમે આવ્યા છીએ."

"શું આ રાજ્ય પારકુ ગણ્યું. !! એમ ના થાય, સામાન આવ્યો છે તો વળી કામમાં આવશે." કહી મહારાજાએ પોતાના તરફથી સર્વ બં-

દોબસ્ત કરવા ફરી આજ્ઞા કરી. વિજયકુમારથી કાંઇ પણ ન બોલાયું.

હવે મહારાજાએ પોતાની તમામ ફોજનું ઉપરીપણું પણ કુમારને સોંપતાં જણાવ્યું કે—તમે તમારી મરજીમાં આવે તે પ્રમાણે તમામ લસ્કરનો કવાયત વિગેરેનો બંદોબસ્ત કરો. કુમારે નમન કરી સ્વીકાર કર્યો અને પ્રતાપને કહ્યું:—તમે છાવણીમાં જાઓ. આપણી વિજયગઢની ફોજના ત્રણ વિભાગ કરો. બે બે હજાર માણસોને નવીનદુર્ગની બે બાજુ ઉપર મુકો ને હજાર માણસના દશ ભાગ પાડી સો સો માણસની ટુકડીને પાંચ પાંચ ગાઉ આમ તેમ ફરતી રહેવાનો બંદોબસ્ત કરો. વળી જાસુઓને પણ રવાના કરી દો. નવીનદુર્ગનું લસ્કર આપણે કાલે તપાસી યોગ્ય લાગશે તેમ તેની વ્યવસ્થા કરીશું. પ્રતાપસિંહ તુરતજ હુકમનો અમલ કરવા ઉઠયા. મહારાજા કુમારની વ્યવસ્થાપક શક્તિ જોઇ મનમાંજ તેનાં વખાણ કરવા લાગ્યા. આવતી કાલે લસ્કરની કવાયદ થશે એવી ખબર સર્વ સેનાને આપવામાં આવી. એટલામાં જાસુઓએ આવી ખબર આપી કે અમલગઢથી વ્હેમસિંહ મહારાજા ૭૦૦૦૦ ના લસ્કર સાથે નીકળ્યા છે. બે ત્રણ રોજમાં આવી પહોચશે. વિજયકુમારે હિમ્મતથી ઉત્તર વાળ્યો કે—કાંઇ ફિકર નહીં. તમે તમારા કામમાં લાગી જાઓ.

બીજે દિવસે લસ્કરની કવાયદ કુમારે જાતે જોઇ. મંત્રિએ ઘણાજ મુસલમાનોને કમી તો કર્યા હતા તોપણ હજી આશરે હજારેક રહી ગયા હતા. કુમાર કવાયદ જોઇ સંતોષ પામ્યા પણ મુસલમાનોપર ગુસ્સો ચઢયો. મહારાજા પણ સમજી ગયા અને તેમને એકદમ દુર કરવા ધીમેથી કુમારને સુચવ્યું. કુમારે ઉત્તર આપ્યો કે:—"જી. ના. તેમ કરવાથી તે તમામ દુસ્મનને મળી જશે. માટે તેમને દુર કરવા તે યોગ્ય નથી પણ તે સર્વને તો દુસ્મનને અટકાવવા સર્વથી મોખરે રાખવા. તેમની પાછળ એક તોપખાનું અને થોડી અમારી ફોજ રહેશે. જો તે લોકોની નિયત ખરાબ

જણાશે અને તે નાસવાનો ઇરાદો કરશે તો તુરતજ તોપનો મારો ચાલતો કરીશું અને સર્વને પૂરા કરી દઇશું. આથી તે લોક પાછા ફરીને મફત માર્યા જવાના કરતાં સ્હામે મ્હોંયેજ યુધ્ધ લઢશે. આથી ઘણો લાભ થશે. મહારાજા સાહેબને આ યુક્તિ ઘણીજ પસંદ પડી. અંતરમાં તે કુમારના પ્રસંશા કરવા લાગ્યા.

કવાયદ પુરી થઇ. જંગસિંહ મહારાજા મહેલ તરફ પાછા પધારવા તૈયાર થયા. કુમાર વિજયસિંહે પોતાની છાવણીમાં જઇ પ્રતાપસિંહે કરેલા બંદોબસ્ત જોવાની ઇચ્છા જણાવી મહારાજાની રજા લીધી. સાયંકાળ પહેલાં પાછા પધારવાનું કહી મહારાજાએ રજા આપી અને કુમાર એક તેજી ઘોડા ઉપર બેસી છાવણી તરફ જવા નીકળ્યા.

છાવણી થોડેજ દુર રહી એટલામાં સ્હામેથી પ્રતાપસિંહ એક ઉમદા ઘોડા ઉપર સજ્જ થઇ આવતા જણાયા. પ્રતાપ આવી પહોચતાં કુમારે પોતાનો અશ્વ રોકયો અને પૂછ્યું:–"કેમ વ્યવસ્થા કરી દીધી કે તમે આ તરફ પાછા આવ્યા ? !"

"ઘણીખરી વ્યવસ્થા થઇ છે. થોડી બાકી છે તે થશે. પણ ઉદેમસિંહ અમલગઢથી નીકળી ચુકયો છે. તેના રંગીઓ પણ આવી પહોચ્યા છે. માટે સાવચેતી રાખવાની ખાસ જરૂર જેવું જણાય છે. મને એમજ થઇ આવ્યું કે જાણે પેલા કેદીને ઘણા દિવસથી પુર્યો છે તે જોઇ આવવું. આથી આપને તેડવા હું આવતો હતો. એટલામાં તમે સ્હામા મળ્યા તે ઠીક થઇ ગયું." પ્રતાપે ઉત્તર વાળતાં પોતાની ઇચ્છા જણાવી.

કુમારને પણ પુરેલા કેદીને તપાસવાની ઇચ્છા થઇ. બન્નેએ પોતાના ઘોડા છાવણીમાં જવાને બદલે બીજી બાજુ તરફ વળ્યા. થોડાજ વખતમાં ધારેલે સ્થાને બન્ને આવી પહોચ્યા. અંધાર વધી ;વળની પાછા અજવા-

ળામાં પ્રવેશ્યા. દરવાજાની નજીક આવી પહોચ્યા. બન્ને જણા ઘોડા ઉપરથી ઉતર્યા. પ્રતાપસિંહે કુમાર તરફ જોઇને પુછ્યું:–" કેમ આ દરવાજો ઉઘાડી શકશો કે નહીં ? !

" કેમ નહી ? ! શું હું એવો મુર્ખ છું કે એકવાર જાણેલી કળા ભુલુ." કુમારે રોફમાંજ જવાબ વાળ્યો. આગળ વધીને પૂર્વોક્ત રીતી પ્રમાણે દરવાજો ઉઘાડયો. બન્ને અંદર ગયા. વાત કરતાં ઝરણના કિનારા સુધી ગયા તો ત્યાં મહમદ અને ચંદુ ચંદુલાલને એક ચોતરા ઉપર બેઠા બેઠા વાતો કરતા જોયા. બન્નેના પગમાં બેડીઓ હતી. કુમારને જોતાંજ બન્ને ઉભા થયા, નમીને સલામ કરી અને અરજ કરી કે:—" હવે અમારી કસુર માફ થવી જોઇએ.

" કુમારે થોડા દિવસ ધીરજ ધરવાનું કહી શાંતિ આપી.

પ્રતાપસિંહ અને કુમાર ઘણીવાર સુધી અહીં રોકાયા. ત્યાં ઉગેલાં ફળફળાદિ ખુબ ખાધાં પછી બહાર નીકળવા પાછા ફર્યા. દરવાજા પાસે આવતાં પ્રતાપે કહ્યું:–" જ્યારે આ દરવાજો તમે ઉઘાડયો છે. તો બંધ પણ તમેજ કરો."

" હા હું જ બંધ કરીશ" કહી ઉત્સાહપુર્વક કુમારે દરવાજો બંધ કર્યો અને બન્ને ઘોડેસ્વાર થઇ પાછા ફર્યા.

જ્યારે લગભગ કિલ્લા ( નવીનદુર્ગ ) ના પાસે આવી પહોચ્યા. ત્યારે પ્રતાપે કુમારને જણાવ્યું કે આપ પધારો, હું છાવણીમાં થતો આવું. કુમારે વારૂ કહેતાં પ્રતાપે છાવણીનો માર્ગ પકડયો. કુમાર કિલ્લા તરફ વળ્યા અને થોડીવારમાં પહોચી ઘોડેથી ઉતરી પોતાના ઉતારામાં આરામ કરવા લાગ્યા.

રાત્રિના પ્રતાપસિંહ કુમાર પાસે આવ્યા. કુમાર છાવણીની હકીકત

પૂછવા લાગ્યા. પ્રતાપે ઉતર વાળ્યોઃ—આપના હુકમ પ્રમાણે સર્વ વ્યવસ્થા કરી દીધી. આખો દિવસ એક ઘડીભર પણ નવરાશ મળી નથી. તેથીજ દિવસે મળાયું નહીં અને અત્યારે રાત્રે હકીકત જણાવવા આવ્યો છું.

વિજયકુમારને આ સાંભળતાં હસવું આવ્યું અને કહ્યું—"કેમ જાગો છો કે સ્વપ્નામાં છો ? ! હમણાં છેક સાંજ સુધી તો તમે મારી સાથે હતા અને આ શું કહો છો કે આખો દિવસ મળાયું નહીં."

પ્રતાપસિંહને આ સાંભળતાંજ ફાળ પડી. અને બોલ્યાઃ—" હું તો નથી પણ આપ તો સ્વપ્નામાં નથી ને ? !

" અરે ના ના શું આપણે આજે સાથે પેલા મહમદ અને ચંદુ ને જોઇને પાછા નથી આવ્યા ?!" કુમારે કહ્યું.

આ સાંભળતાં પ્રતાપ વળી વિશેષ ચોંક્યો અને કુમારના મ્હોં સામું એકી ટસે જોવા લાગ્યો. થોડીવારે તે બોલ્યોઃ—વારૂ કહો જોઇએ. આપણે કેવી રીતે ક્યાં મળ્યા ? ક્યારે ગયા? ક્યારે પાછા આવ્યા ? આ બધું કહો જોઇએ."

કુમારે સર્વ હકીકત પૂરેપૂરી પ્રતાપને કહી. પ્રતાપે સાંભળી ઉંડો નિસાસો નાંખ્યો અને કહ્યું:—" લ્યો થઈ રહ્યું. કરેલી મહેનત બરબાદ ગઇ. બન્ને કેદી છુટયા. હશે ખેર ! તે છુટયા તેની તો બહુ ફિકર નથી પણ દરવાજો ઉઘાડવા બંધ કરવાની રીતી જણાઈ ગઈ તેની મોટી ફિકર મને થાય છે."

કુમારે કહ્યું:—"આ તમે શું કહો છો ! કાંઇ સમજાતું નથી. સ્પષ્ટ કહો.."

"જો સમજાયું હોત તો આવું શાનું બનત ? લ્યો સાંભળો. ભીમસિંહના ચિત્રરંગીએ તમને છેતર્યા. દરવાજો ઉઘાડવા વાસવાનું જાણી લીધું. હવે કેદીઓને છુટા કરી લેઇ ગયા હશે. નક્કી આ બંકાનુંજ કામ. રમલના આધારે જોશીએ પત્તો બતાવ્યો હશે એટલે આ યુક્તિ કરી ને તેમાં ફાવ્યો." પ્રતાપ બબડયો.

કુમાર આ સાંભળતાં ઠિગ થઇ ગયો અને ભૂલ માટે પસ્તાવો કરવા લાગ્યો.

"જે થવાનું હતું તે થઇ ગયું. હવે અફસોસ કરવાથી કાંઈ વળે તેમ નથી. હું હવે હાલજ ત્યાં જાઉં છું. કેદીઓ તો નીકળી ગયા હશે પણ તાળાનો બંદોબસ્ત તો કરી આવું." પ્રતાપે કુમારને શાંતિ વચનો કહ્યાં.

"હવે શો બંદોબસ્ત કરવાનો ?!" કુમારે પૂછ્યું

"દરવાજાને કાંઇ એકજ તાળું નથી હતું. ઘણાંએ બીજા મજબુત તાળાં છે. પણ તેમને બંધ કરતાં અને ઉઘાડતાં વાર થાય છે તેથી હું ઉપયોગ કરતો નહોતો. પણ હવે તેમ કર્યા શિવાય છુટકો નથી." પ્રતાપે કુમારને જણાવ્યું.

"આ બીજાં તાળાં મને બતાવશો ?" કુમારે પૂછ્યું.

"ના જી, કદિ નહીં! વળી ફરી છેતરાઇ જઇએ તો શું કરવું?!" પ્રતાપે કહ્યું.

"જેમ તમારી મરજી" કહી કુમાર શાંત રહ્યો.

રજા માગી તેજ વખતે પ્રતાપસિંહ નીકળી સીધો તુરંગખાને ગયો. દરવાજો ખુલ્લોજ પડયો હતો. તપાસ કરતાં કેદીઓ અંદર નહોતા. દરવાજાનો બીજી રીતે બંદોબસ્ત કરી સ્હવાર પહેલાં પાછો આવી પહોચ્યો.

કુમારને મળી કેદી નાસી છુટયાની તથા તાળાંનો બંદોબસ્ત કર્યાની હકીકત જણાવી.

# પ્રકરણ ૧૪ મું.

## ખુબીભર્યાં ખૂન.

કર્યાં વિણ કાળાંને ધોળાં, મળે ના રાજસુખ મ્હોળાં.
કર્યાં વિણ ઉંધાંને આડાં, મળે ના મોજનાં ગાડાં.

પ્રાતઃકાળમાં સ્નાનાદિ કર્મથી પરવારી, સહેજ નાસ્તો કરી લેઇ કુમાર વિજયસિંહ અને મિત્ર પ્રતાપસિંહ બન્ને દરબારમાં ગયા. મહારાજા સાહેબ પધાર્યા હતા. નમન કરી બન્ને પોતપોતાના સ્થાને બેઠા. જાસુસે એટલામાં આવી ખબર આપી કે બહેરમસિંહનું લશ્કર આવી પહોચ્યું છે, માત્ર દશ ગાઉ દૂર છે. કુમારે મહારાજને અરજ કરી કે હવે વખત આવ્યો છે. મુસલમાન પલટણને, દુશ્મનોને આગળ વધતા અટકાવવાને મોકલવી જોઇએ. મહારાજાએ આ વાતને અનુમતિ આપી. કુમારે પ્રતાપને જણાવ્યું કે આપણું એક તોપખાનું તૈયાર કરો અને મુસલમાન પલટણની પાછળ મોકલો. કાનમાં ધીમેથી વધારાનું સૂચન કર્યું કે, તોપખાનાના આગેવાનને હુકમ આપ્યો કે જો મુસલમાન પલટણની દાનત બગડેલી જણાય તો તોપનો મારો ચલાવવો અને કોઇને પણ જીવતો ન છોડવો.

પ્રતાપસિંહ આજ્ઞા પ્રમાણે અમલ કરવા ઉઠયો. મહોબતસિંહ મંત્રિ

પણ ફર્યા. મહારાજાએ દરબાર બરખાસ્ત કર્યો. કુમાર તથા મહારાજા મહેલમાં ગયા. ભોજન બન્નેએ સાથેજ કર્યું. ભોજન કરી કુમાર પોતાના ઉતારે આવ્યા. આજરોજ પણ વિશ્વમોહિનીનાં દર્શન કુમારને ન થવાં તેથી તલપદી થવા લાગી. વિશ્વમોહિનીએ તો ઓથે રહી કુમારનાં દર્શન નિરાંતે કર્યાં હતાં.

સાંજના મહારાજાને મળવા વિજયકુમાર તેમના દિવાનખાનામાં ગયા મહારાજા સાહેબ તેમને પોતાની પાસે બેસાડી વાતો કરી રહ્યા હતા, એટલામાં પ્રતાપસિંહ અને મહોબતસિંહ મંત્રિ પણ આવી પહોંચ્યા.

હકીકત પૂછતાં મંત્રિએ મહારાજાને નિવેદન કર્યું કે—"દુશ્મનનો બેટો કરવાને મુસલમાન પલટણ મોકલી દીધી છે. પાછળ એક તોપખાનું પણ ગયું છે."

હવે યુદ્ધની તૈયારીનાજ વિચાર થવા લાગ્યા. યુક્તિઓ ગોઠવાવા લાગી. વિચારમાં ને વિચારમાં મધ્ય રાત્રિ થઈ એટલામાં એકાએક ચોબદારોએ આવી અરજ કરી કે:—" મહારાજા સાહેબ ! કેટલાક આદમીઓ રાણીવાસ તરફની બાજુથી મહેલમાંથી નીકળી નાઠા. દુશ્મન સમજી પહેરાવાળાઓએ તેમના ઉપર હુમલો કર્યો પણ જખમી થયા છતાં તે નાસી છુટ્યા."

મહારાજા આ સાંભળતાંજ ઘણા વિચારમાં પડી ગયા. કુમાર વિજય સિંહ અને પ્રતાપસિંહ પણ ચમકી ઉઠ્યા. એટલામાં મહેલ તરફથી રોવા કકળવાનો અવાજ આવવા લાગ્યો. સર્વનું ધ્યાન તે તરફ ગયું. રૂદનનો અવાજ વધતો ચાલ્યો. થોડીવારમાં તો આખા રાણીવાસમાં હાહાકાર મચી રહેલો જણાયો. મહારાજા અને કુમાર આદિ સર્વના મુખ ઉપર ઉદાસી છવાઇ રહી. કેટલીક દાસીઓએ દોડતાં ત્યાં આવી ભાગ્યા તુટ્યા

અવાજે જણાવ્યું કેઃ—" વિશ્વમોહિની બહેન અને મણીકાન્તાનાં માથાં કાપી કોઇ લઇ ગયું છે. "

આ ખબર તીરની પેઠે સર્વને વાગી. મહારાજા તો "હાય" કરતા જમીનપર પડ્યા. કુમારની સ્થિતિ ચિત્ર વિચિત્ર બની ગઇ. શરીરનું તમામ લોહી ઉડી ગયું અને શબવત્ બન્યું. મંત્રિની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. પ્રતાપસિંહ કાષ્ટવત્ બની ગયો. મહારાજા કાંઇક સાવધ થયા. કુમારની સ્થિતિ જોઇ તેને બાથમાં લેઇ ખુબ રોવા લાગ્યા, કુમારને હલાવી સાવધ કરી તેને ઝાલી, સાથે લઇ, રાણીવાસ તરફ દોડ્યા. ત્યાં હાહાકાર મચી રહ્યો હતો. વિશ્વમોહિનીની લાશ આગળ મહારાણી પછાડા મારી રહ્યાં હતાં. માથું ફાટી ફેટયું હતું. તેમાંથી લોહી વહેતું હતું. મહારાજા લાશ આગળ પહોચતાંજ ઠોકરખાઇ ત્યાં પડ્યા. કુમાર તો અંદર પણ ન જઇ શકયા. બારણા આગળજ ઠોકર ખાઈ પછડાયા. દાંત કચડાઇ ગયા. ચહેરો નિસ્તેજ શબવત્ બન્યો.

વિશ્વમોહિની અને મણીકાન્તાની લાશોમાં એકને પણ શિર નહોતું, માત્ર ધડ હતાં. ઓરડામાં ચારે બાજુ ખુન ઉડેલું અને છંટાયલું જણાતું હતું. મહારાણી રોતાં રોતાં બોલતાં હતાં—" અરે બાપ તું કયાં ગઇ ? ! તારા ગળા ઉપર કયા સખશે છરી ફેરવી ? અરેરે હવે હું જીવી શું કરૂં ? તારા લીધે તો આ સર્વ બખેડો થયો. પણ હવે તુંજ નથી. તો રાજ્યનું શું થશે ? "

" હવે દુષ્ટ દુર્જનને તાઢક થઇ. હેમસિંહની ધારણા પાર પડી ગઇ. તેને કહેરાવો કે ખુશીથી આવી નવીનદુર્ગનું રાજ્ય કરે અમારે તે નથી જોઇતું. અમે તો પુત્રિની પાછળજ પ્રાણ આપીશું." મહારાજા દુઃખદ ઉદ્ગારો કાઢવા લાગ્યા.

મહારાજાની આંખ એકાએક વિજયકુમાર ઉપર ગઇ. જોવામાં

આવ્યું કે તે પડેલા છે. માથામાંથી લોહી વહી રહ્યું છે. પાસે આવી તપાસતાં શરીરમાં જાણે પ્રાણજ નથી. નાડી તપાસતાં નાડી પણ ઠેકાણા સર નહોતી. નાકપર હાથ મુકી જોતાં શ્વાસ ઠંડો પડયે જતો હતો.

વિશેષ જોરથી મહારાજા બુમ પાડી ઉઠયાઃ–" અરેરે ગજબ થયો. નવીનદુર્ગ સાથે વિજયગઢનું રાજ્ય પણ પાયમાલ થઇ ગયું. હું તો અરેરે આ વિજયકુમારને રાજ્ય આપી જંગલમાં ચાલ્યા જવાનો અને સાધુ વેશમાંજ જીવન પુરૂ કરવાના વિચારમાં હતો પણ દુષ્ટ વિધાતાને તે પણ ન ગમ્યું. અરે કોઇ જાઓ જાઓ. પ્રતાપ-સિંહને બોલાવી આ વિજયકુમારને બતાવો. બસ હવે તો અહીંજ આ સ્થાને મરવું યોગ્ય છે. અરેરે શું ધારતા હતા અને શું થઈ ગયું. દુષ્ટ દેવ તેં શું કર્યું ? "

પ્રતાપસિંહ આવી પહોચ્યો. ત્યાં પડેલા વિજયકુમાર ઉપર હાથ મૂકી મહારાજાને રડતા જોયા. પ્રતાપનામાં કાંઇ હોશ હતા તે સર્વ ઉડી ગયા. કુમારના શ્વાસોશ્વાસ ધમણની સમાન ચાલતા હતા. આંખ્યો ફાટેલી હતી, નાડી મંદ પડી ગઇ હતી. પ્રતાપસિંહ પાસે બેસી જોરથી બોલવા લાગ્યાઃ—

"ભાઇ કુમાર! વ્હાલા! બોલો બોલો. મને રહવું હવે નથી આવતું. હું હવે આ દુનિયામાં નથી રહેવાનો. હું પણ તમારી સાથેજ આવું છું."

વિશ્વમોહિની અને મણીકાન્તાની પાછળ મહારાજા, મહારાણી, કુમાર તથા પ્રતાપસિંહ ત્યાંજ પ્રાણ આપવા તૈયાર થયાં.

પ્રતાપસિંહે કમરમાંથી ખંજર કાઢયું. પરંતુ જેવો તે પેટમાં મારવા જાય છે કે ત્યાં એક અવાજ સાથે દિવાલ ફાટી. એક રંગી વિરંગી ચિત્ર વિચિત્ર વેશ ધારેલી કોઇ નવીન આકૃતિએ આવી પ્રતાપનો હાથ પકડયો,

ખંજર છીનવી લીધું અને પ્રતાપસિંહ તરફ જોઇ નીચેની ઉક્તિ કરી.

" શાને બનતા બેભાન ?
" શાને ખોતા શુદ્ધ શાન ?
" શાને દેતા આમ જાન ?
" ધારો કહેવું મારૂં કાન.
" ખેલ ઠગોનો આ તો ખાસ,
" લાશ જોઇને કરો તપાસ.
" ઉઠો-ઉઠો લાશ નિહાળો, જલદી ભાગો—
" દુશ્મન હસતા તેને ખાળો. "

ઉપરનાં વાક્યો કહી એક ક્ષણમાંજ આકૃતિ અદ્દશ્ય થઇ ગઇ. તે ક્યાંથી આવી અને ક્યાં ગઈ તેની સમજ ત્યાં ભરાયલાં સર્વમાંથી કોઇને ન પડી. સર્વ તો ચકિતજ રહ્યાં. પણ પ્રતાપસિંહ ગર્જના કરી બોલી ઉઠયોઃ—

"સર્વ છાનાં રહો. કપટ થયું છે. ચાલાક રંગીઓ ચાલાકી ખેલી ગયા છે. વિશ્વમોહિની અને મણીકાન્તા બન્ને જીવે છે. આ લાશો તેમની નથી, બનાવટી છે. "

પ્રતાપનું વાક્ય પુરૂં થતાંજ સર્વ એકદમ છાનાં રહી ગયાં. ચકિત થઇ સર્વ પ્રતાપના મુખ સામું જોવા લાગ્યાં.

"બાઇ! જલદી કહો કે શું થયું છે?! શી હકીકત છે? શી રીતે કહો છો કે વિશ્વમોહિની જીવતી છે. આ ભીંત ફાડીને મહેલમાં કુદી આવ્યો તે કોણ હતો?"

પ્રતાપે કહ્યુંઃ—" એનો મને ખબર નથી કે કોણ આવીને કહીને જતું રહ્યું પણ એટલો પત્તો મળ્યો કે બ્હેમસિંહનાં માણસો વિશ્વમોહિની

અને મણીકાન્તાને ચોરી લઇ ગયા છે અને આ બનાવટી લાશો અહીં મુકતા ગયા છે. તેમનો હેતુ એવો કે એમ સહુ સમજે કે તે મરી ગયાં અને તપાસ ન કરે "

" પણ લાશો બનાવટી છે એમ કેમ જણાય ?! " મહારાજે કહ્યું.

" એમાં શી મોટી વાત છે " લાશની પાસે ચાલો અને તપાસો. હું તુરત ખાત્રી કરી આપું." પ્રતાપે હિમ્મતથી ઉત્તર આપ્યો.

રાજકુમારની સ્થિતિ જોઇને તેવીજ હતી. તોપણ પ્રતાપે તપાસી પુનઃ હિમ્મત ધારી. વસંતમાલતીને રાજકુમારને સંભાળવાનું સોંપી, પ્રતાપ, મહારાજા, રાણી સર્વ લાશ પાસે ગયાં. પ્રતાપે પોતાના ખંજર વડે મણીકાન્તાની લાશમાંથી એક પગ કાપી મહારાજાને બતાવ્યો અને કહ્યુઃ—જુઓ આમાં કાંઇ હાડકાં છે ?! મહારાજાએ તપાસતાં લાશ કૃત્રિમ જણાઇ.

" વાહ ઠીક બનાવટ કરી છે. " મહારાજા બોલ્યા.

વિશ્વમોહિનીની લાશ પણ એજ રીતે તપાસતાં તે પણ બનાવટી માલુમ પડી. હવે સર્વની ખાતરી થઇ કે રંગીઓ રંગલિલા આજમાવી ગયા.

મહારાજા ધીમેથી બોલ્યાઃ—" હશે, વિશ્વમોહિની જીવતી છે. એટલું જણાયું, પણ તે દુસ્મનના હાથમાં પડી છે આ દિલગિરી શું ઓછી છે.?"

" હવે થવાનું હતું તે થઇ ગયું. ગભરાવાનું કાંઇ કારણ નથી. હું રાજકુમારી અને મણીકાન્તા બન્નેની ભાળ કાઢીશ અને પત્તો લગાડી પાછાં લાવીશ." પ્રતાપે શાંતિ વચનો કહ્યાં.

સર્વને કાંઇક શાંતિ વળી.

---

હવે અચેત પડેલા કુમારને શુદ્ધિમાં આણવા તે પ્રથમ કર્તવ્ય હતું. વૈદને બોલાવ્યા. ઘણા ઉપાયો કર્યા પણ કુમાર હોંશમાં ન આવ્યા.

પ્રતાપે પણ પોતાના ઉપાયો અજમાવ્યા પણ સર્વ ફોગટ. મહારાજા બહુજ ગભરાયા અને કાંઈ સુઝ ન પડતાં શું કરવું તે પ્રતાપને પુછવા લાગ્યા. પ્રતાપે ઘણોજ વિચાર કરીને કહ્યું કે, તેને અહીંથી ખસેડી તેના પોતાના ઓરડામાં મોકલો. મહારાજાએ જાતે તેને ઉચકવા માંડયો. પ્રતાપે તેમ ન કરવા દેતાં સાથ્થીને પોતે ઉચકી જે ઓરડામાં તેનો ઉતારો હતો તે ઓરડામાં લેઇ ગયો. મહારાજા પણ સાથે જતા હતા પણ પ્રતાપે રોકી તેમને કહ્યું:—આપ અહીંજ રહો. હું એકલોજ તેને શુદ્ધિમાં આણીશ.

પ્રતાપસિંહને તેના ઓરડામાં લઇ જઇ એક પલંગ ઉપર સુવાડયો. બારી બારણાં બંધ કરી દીધાં અને તેના કાનમાં નીચેના શબ્દો જોરથી કહ્યા:—

" વિશ્વમોહિની મરી નથી ગઇ પણ જીવતી છે. બ્હેમસિંહના રંગીઓ તેને લઈ જાય છે. જલદી દોડો ને બચાવો નહીં તો લઇ જશે. શું આનું નામ વીરતા કે આંખ્યમાં ધુળ નાખી દુશ્મન તેને લઈ જાય અને તમે કાંઈ કરી ન શકો? અરે રામ આ જ ક્ષત્રિવટ કે?"

અવાજ કાનમાં પડતાંજ કુમારે ગભરાતાં ગભરાતાં પણ આવેશી અવાજથી પૂછ્યું:—"કોણ લઇ જાય છે ? કયાં છે વિશ્વમોહિની ?" કુમાર ચારે બાજુ આંખ્યો ફેરવવા લાગ્યા. પ્રતાપને બેઠેલો જોઇ પૂછ્યું:—

" હમણાં કોણ કહેતું હતું કે કુમારી જીવતી છે અને તેને દુશ્મનો લઇ જાય છે ?"

પ્રતાપે ઉત્તર વાળ્યો કે:—" હું કહેતો હતો કે કુમારી જીવતી છે

પણ દુશ્મનો તેને ચોરી લઇ ગયા. તેની જગાએ નકલી બનાવટી લાશો મુકી આમતેમ રંગ છાંટતા ગયા કે જેથી કોઇ મરેલી ધારી પછી તપાસ ન કરે. ”

“ તું મને ઠગે છે. કેમ મનાય કે કુમારી જીવતી છે અને લાશ બનાવટી છે ? કુમારે પ્રશ્ન પૂછતાં પ્રતાપે કહ્યું. ‘હમણાંજ તેની ખાત્રી કરાવું છું’

પ્રતાપે દરવાજો ઉઘાડયો. મહારાજા સજળ નેત્રે ત્યાં ઉભા હતા, તે અંદર આવ્યા. કુમાર ઉભા થયા. મહારાજાએ તેમને પોતાની છાતી સરસા દબાવી પુછયું:—“ કેમ તબીયત કેમ છે ?

“ સારી છે ” કુમારે ઉત્તર આપ્યો.

મહારાણીએ ખબર કાઢવા મોકલેલી કેટલીક દાસીઓ પણ ત્યાં આવી હતી. તેમાંની એકને પ્રતાપે લાશમાંથી કાપેલા કકડા લાવવા મોકલી. દાસી દોડતી જઇ બન્ને કકડા લઇ આવી. પ્રતાપે કુમારને તે બતાવી પૂછયું:–“કહો હવે આ બનાવટી લાશ છે કે નહીં ?! આમાં હાડકાં છે?”

લાશ બનાવટી હોવાની ખાત્રી થતાં તે બોલ્યા:—” એતો ઠીક પણ એ લોકોએ ઘણુંજ દુષ્ટ કૃત્ય કર્યું છે. ”

“ જે થવાનું હતું તે થઇ ગયું. હવે શું થાય છે તે જુઓ. ” પ્રતાપે કહ્યું.

રાત્રી વીતી સ્હવાર થઇ ગઇ હતી. મહારાજા, કુમાર અને પ્રતાપ વાતો કરી રહ્યા હતા ત્યાં મંત્રિ આવી પહોચ્યા અને નમન કર્યું. મહારાજાએ તેમને બેસવાનો ઇશારો કર્યો. મંત્રિએ બેસી ધીમેથી પ્રતાપસિંહને પૂછયું:—“ મ્હેં સાંભળ્યું છે કે લાશ બનાવટી નીકળી. ”

પ્રતાપે “ હા ” કહી સર્વ બનેલી હકીકત જણાવી. મંત્રિએ નિ-

વેદન કર્યું કે:–" બીજી આરત સાંભળો. રાજકુમારી મરણ પામ્યાની વાત સાંભળી સર્વ દિલગીર થઇ ગયા. સરકારી નોકરો આ વાત સાંભળી રોતા કકળતા મહેલના દરવાજે આવ્યા. આથી જ્યાં રંગીઓને કેદ કર્યા હતા ત્યાં પહેરો ઢીલો થયો. લાગ જોઇ બીજા રંગીઓ ત્યાં ધાયા અને હાજર પહેરાવાળાઓને જખમી કરી જે રંગીઓ કેદમાં હતા તેમને છોડાવી લઇ ગયા."

આ નવલ ખબર સાંભળતાં મહારાજા, કુમાર અને પ્રતાપ ચમક્યા.

વિજયકુમાર બોલ્યા:–" ખરેખર વિચિત્ર પ્રસંગ આવ્યો છે. દુશ્મનનો એક પણ રંગી આપણા કબજામાં નથી, પણ ઉલટું આપણે ત્યાંથી રાજકુમારી અને મણીકાન્તા તેમના કબજામાં સપડાયાં છે. આ કાંઇ ઓછું થયું નથી. માટે આજેજ હું ફોજ લઇ ચઢું છું ને દુશ્મનને તેનો બદલો આપું છું."

આ વાતો થતી હતી એટલામાં એક ચોબદારે આવી નમન કરી નિવેદન કર્યું કે લડાઇની ખબર લઇ એક જાસુસ આવી દરવાજે ઉભો છે. તેને માટે શું હુકમ છે? હાજર કરવાનો હુકમ થયો. જાસુસે આવી જણાવ્યું કે:—" દુશ્મનોને આગળ વધતા અટકાવવા મોકલેલું મુસલમાન લસ્કર જઇ પહોચ્યું ત્યારે દુશ્મનો અહીંથી સાત ગાઉ દૂર હતા. ભેટો થતાં મુસલમાનો નાસવા લાગ્યા. તોપખાનું શરૂ થયું. ચોથા ભાગના મુસલમાનો આમાં પૂરા થયા. એટલામાં બાકીના નાસવાને બદલે પૂર જોસથી લડ્યા અને લગભગ દુશ્મનનું એક હજાર લસ્કર માર્યું ગયું છે. પણ હવે તે લોકો ખાલી રહેવા આવ્યા છે અને મદદ નહીં જાય તો તોપખાનાવાળા માર્યા જશે."

મદદ માટે પાંચ હજારનું લસ્કર તુરતજ મોકલવા. વ્યવસ્થા કરવા

કુમારે મંત્રિને આજ્ઞા કરી. પોતે પણ બપોરના યુદ્ધમાં ચઢવાનું માટે પોતાના તંબુ ઉભા કરવા સૂચવ્યું. હુકમનો અમલ કરવા મંત્રિ ચાલ્યા. મહારાજાએ કુમારને જણાવું કે, હું પણ સાથે યુદ્ધમાં આવીશ. કુમારે વિનવ્યું કે એવી ઉતાવળ શું છે. આપ અહીંજ રહી રાજકાજ નીહાળો. હું જાઉં છું. જોઉં તો ખરો કે હેમસિંહ મહારાજામાં કેટલું પાણી છે. આપે હમણાં તસ્દી લેવાની કાંઇ જરૂર નથી.

થોડીવાર વાતચિત કરી મહારાજા મહેલમાં પધાર્યા. કુમાર અને પ્રતાપસિંહ પણ સ્નાનાદિ કર્મ કરી પરવારવાની ફિકરમાં ઉઠયા. પ્રતાપસિંહે જલદી પરવારી રજા લેઇ એક ઢંઢેરા પીટનારને બોલાવ્યો અને કહ્યું કેઃ—આખા શહેરમાં ઢંઢેરો ફેરવો કે જે "બીરબીર" નો ઉપાસક હોય તેણે પ્રતાપસિંહની પાસે હાજર થવું.

આજ્ઞા પ્રમાણે ઢંઢેરાવાળાએ ઢંઢેરો ફેરવ્યો સર્વ આ ઢંઢેરો શું કામ ફેરવ્યો હશે તેનો વિચાર કરતાજ રહ્યા.

મહારાજા મહેલમાં પધાર્યા, ત્યાં મહારાણીએ પૂછયુંઃ—"કાંઈ કુવરીનો પત્તો મેળવવાની તજવીજ કરી ?"

હા. પ્રતાપસિંહ પત્તો લગાવવા જાય છે. એના કરતાં બીજો કોણ વધારે હોશીઆર છે કે તેને મોકલીએ. વિજયકુમાર યુદ્ધે ચઢવા તૈયાર થયા છે અને હવે શું થાય છે તે જોવાનું છે.

*

# પ્રકરણ ૧૫ મું.

## ગેબી ગોળો.

ધન્ય ધન્ય તુજ રંગ, ગેબી ગોળા નવલના;
કીધો આશા ભંગ, વ્યષ્ટિ કરતાં વ્હેમને.

સૂર્યનારાયણ અસ્તાદ્રિએ લગભગ પહોચી ગયા હતા. માત્ર કંઇક કંઇક દિવસ હતો. એક મેદાનમાં હારોહાર પંદર વીસ ખુરસીઓ ગોઠવવામાં આવી હતી. આ પૈકી માત્ર ત્રણજ ખુરશીઓ રોકાયલી અને બાકીની સર્વ ખાલી હતી.

કુમાર વિજયસિંહ, પ્રતાપસિંહ અને સેનાપતિ સુજનસિંહ આ ત્રણ વીર પુરૂષો બેઠા બેઠા વાતો કરી રહ્યા હતા.

પૂર્વની બાજુ તરફ અર્ધ ચન્દ્રાકાર હજારો રાવટીઓ ઉભી કરવામાં આવી હતી. વિજયકુમારના લસ્કરના લોકો વચ્ચે બેસી પોતાના સાજ સરંજામ અને હથિઆરો સાફ કરી રહ્યા હતા. મ્હોટા મ્હોટા તંબુઓ ઉભા કરી તેમાં તોપો મૂકવામાં આવી હતી. આ સર્વ સારી સ્થિતિમાં અને તુરતજ ઉપયોગ કરવા યોગ્ય હોય તેમ જણાતી હતી. દક્ષીણ બાજુ તરફ ઘોડા પાયગા ઉભી કરવામાં આવી હતી. ઘણાજ ઉમદા

ઉમદા અશ્વો અહીં જણાતા હતા. કંઇક છેટે મ્હોટા મ્હોટા મસ્ત હાથી-ઓની એક હાર હતી. પશ્ચિમ બાજુ તરફ વાજાંવાળા, સુરંગ ઉડાવનારા, પહાડ ઉડાવનારા, અને જાસુસો વગેરેએ પડાવ નાંખ્યો હતો.

વિજયકુમારે સેનાધિપતિને કહ્યુઃ—"લડાઇના મેદાનમાંજ મારો તંબુ રાતની રાતમાં ઉભો કરી દેવો. પ્રાતઃકાળમાં હું અત્રેથી નીકળી લશ્કર સાથે મેદા-નમાં પહોર દહાડો ચઢતાં પહેલાં પહોચી જઇશ અને બીજે દિવસે દુશ્મ-નથી મુકાબલો કરી આપણું પાણી બતાવીશું. બહુ દિવસથી હાથ નવરા પડ્યા હતા. બદનમાં સુસ્તી ભરાઇ હતી. હવે તેને કસવાનો પ્રસંગ આવ્યો છે."

આ વાત દરમિયાન સ્હામેથી નવલસિંહે પોતાના રંગી વેશમાં આવી કુમારને નમન કરી એક ખુરશીમાં બેઠક લીધી. નવલસિંહ બેસ-તાંજ પ્રતાપ તેનાં વખાણ કરવા લાગ્યો. કુમારને તેના કશા કામની ખબર નહોતી. માત્ર પ્રતાપજ તે સર્વથી વાકેફ હતો. કુમારે નવલસિંહે કરેલા કામની હકીકત જાણવાની ઇચ્છા જણાવતાં પ્રતાપે જણાવ્યુંઃ—

૧. બગીચામાં વિશ્વમોહિની સાથે વાર્તા કરતી વખતે, મહારાજા આવી પહોચે છે એવી ખબર કહેવા નવીન વેશમાં આવનાર અન્ય કોઇ નહીં પણ આ નવલસિંહજ હતો.

૨ રામાનંદી સાધુના વેશમાં આવી દુર્જન અને ચિત્રરંગીઓ આ-વી પહોચ્યા છે તે ચેતવનાર પણ આજ નવલ હતો.

૩ વિશ્વમોહિની અને મણીકાન્તા જીવતાં છે, લાશો બનાવટી છે અને બ્હેમસિંહના રંગીઓએ કુતૂહલ કર્યું છે એવી ખબર આપનાર પણ આજ નવલસિંહ.

આ નવલસિંહ ક્યાં છે તેના પત્તાની મને ખબર નહીં તેથીજ

ધીરજીના ઉપાસકને બોલાવવા મેં ઢંઢેરો ફેરવ્યો હતો અને તે પ્રમાણે તે આવેલ છે.

કુમારે આ હકીકત જાણી નવલસિંહને ઘણીજ શાબાશી આપી તેનાં વખાણ કર્યાં. બે વાર નવલસિંહને લીધેજ જીવ બચ્યો એમ પણ કુમારે જણાવ્યું.

" શાબાશી મળવા યોગ્ય મેં કાંઇ પણ કામ નથી કર્યું. તેમ છતાં શાબાશી આપવી હોય તો સર્વ કામ પરિપૂર્ણ થતાં આપજો. અત્યારે તો પહેલાં રાજકુમારી અને મણીકાન્તાને છોડવવાની પ્રથમ તજવીજ કરો. વાર થશે તો તેમના પ્રાન વખતે જોખમમાં આવશે. વળી એજ વાત પર ધ્યાન આપી બોળાવા તરફ લક્ષ આપી યુદ્ધમાં જીવ નહીં રાખો તો પરિણામ ઠીક નહીં આવે." નવલસિંહે જણાવ્યું.

" પણ ભાઇ નવલ, રાજકુમારી ક્યાં છે એતો કહો. " કુમારે અધીરા બની પૂછ્યું.

" એતો મને નથી ખબર કે ક્યાં છે. હું તો માત્ર એટલું જાણું છું કે મહમદ અને મોતીલાલ બંને મળી બન્નેને લઇ ગયા છે. " નવલે ઉત્તર વાળ્યો.

દુસ્મનના સર્વ ચિત્રરંગીઓ છુટા છે. એ સર્વ મળી નવ છે અને અમે માત્ર બેજ છીએ. એજ મુશ્કેલી છે. આપણે બેએ તે વિશ્વમોહિનીની શોધમાં નીકળવું કે અત્રે કુમારની સાથે યુદ્ધમાં રહી ખીજમત ઉઠાવવી? પ્રતાપે શોક મુદ્રાથી કહ્યું.

" અરે કાંઇ મુશ્કેલી નથી. જુઓ તો ખરા. બધું એ થશે. પ્રથમ તો બ્રહ્મસિંહ મહારાજાના ભેટા માટે ચાલવું. ભેગાભેગી ત્યાં કુમારીના છુટકારા માટે પણ તજવીજ કરાશે. " નવલસીંહે ધીરજનાં વચનો કહ્યાં.

મોડી રાત સુધી અરસપરસ વાતો ચાલી. કુમાર ઉઠી પોતાના તંબુમાં ગયા, પાસેજ પ્રતાપનો પણ તંબુ હતો. તેમાં નવલસિંહ અને પ્રતાપસિંહ બન્ને સુતા. ચારે તરફ ફોજનો પહેરો ફરવા લાગ્યો. કંઇક રાત્રિ બાકી હતી તે વખતે તોપનો અવાજ થયો. થોડીવારે વાજાં વાગવા લાગ્યાં. કુચની તૈયારી થઇ. સર્વ ફોજ ચાલવા માંડી. સર્વની પછવાડે એક હાથી ઉપર બેસી કુમાર વિજયસિંહ પણ ઘણા સવારોની સાથે નીકળ્યા. પ્રતાપ અને નવલસિંહ ચાલતાજ પોતાના રંગવિદ્યાના સરંજામની તૈયારી કરી, કોઇવાર આગળ તો કોઇવાર પાછળ, વળી કોઇવાર સાથે એમ પગે ચાલતાજ સાથે કુચ કરવા લાગ્યા. સવારમાં પહોર દિન ચઢતાં તો લડાઇના મેદાન પાસે લસ્કર જઇ પહોંચ્યું. એક બાજુ મહારાજા બહેમસિંહનો પડાવ હતો. બીજી બાજુ સ્હામે કુમાર વિજયસિંહના લસ્કરે પડાવ નાંખ્યો.

કુમાર વિજયસિંહે યુદ્ધનો આરંભ થતા પૂર્વે મહારાજા બહેમસિંહને એક પત્ર મોકલી સમજાવવું યોગ્ય ધાર્યું. એક પત્ર તૈયાર કર્યો. તેમાં બહેમસિંહને લખ્યું કે—“ એમ સમજાય છે કે આજકાલ તમારા શિરમાં બહુજ તોર ભરાયો છે. એક દુષ્ટ દુર્જનના ભંભેરવાથી સિંહની બોડમાં હાથ ઘાલ્યો છે. સુતા સાપને છંછેડ્યો છે. મહારાજા ખડગસિંહસાથે નાહક વેર બાંધ્યું છે. વળી એમ પણ જણાયું છે કે તમારા રંગીઓએ વિશ્વમોહિનીકુમારી અને મણીકાન્તાની ચોરી કરી છે. માટે ઉતમ રસ્તો એજ છે કે બન્નેને માન આબરૂ ભેર મહારાજા ખડગસિંહને સોંપી દો અને તમે પાછા સીધાવી જાઓ. નહીં તો પસ્તાવવું પડશે એકવાર અમારા બહાદુર વીરોની સાથે યુદ્ધમાં ભેટા થતાં પછી નાસી છુટવાનો રસ્તો નહીં મળે ”

પત્ર તૈયાર થયો, પણ આ મોકલવો કોની સાથે તેનો વિચાર કુમા-

રને થયો. નવલસિંહે આગળ આવી સલામ ભરી અને તે પત્ર પોતાની સાથે મોકલવા આજીજી કરી.

" ઘણા દિવસથી બ્હેમસિંહ મહારાજા સાથે વાત કરવાની હોંશ છે તે પુરી થશે ' નવલસિંહે જણાવ્યું.

" અરે આટલી મ્હોટી ફોજમાં તમને એકલાને કેમ મોકલાય ? " કુમારે તેને મોકલતાં અચકાતાં કહ્યું.

" કાંઇ ફિકર નહીં જવાદો. " પ્રતાપે વચ્ચે પડી કહ્યું.

આનાકાની સાથે કુમારે પત્ર નવલસિંહને આપ્યો. વળી જરૂર વખતે બચાવ અર્થે ઉપયોગ કરવા પોતાનું ખંજર કમરમાંથી કાઢીને આપ્યું. નવલસિંહે સલામ ભરી ખંજર લીધું. પોતાના પોટલામાં મૂકી દીધું અને પ્રતાપના ચરણે હાથ લગાડી રસ્તો લીધો.

મહારાજા બ્હેમસિંહના માણસો પૈકી કોઇ પણ નવલસિંહને ઓળખતું નહોતું. નવલસિંહે ચારે બાજુ જોઇ એક મ્હોટો રોનકદાર તંબુ શોધી કાઢયો અને તેજ બ્હેમસિંહનો તંબુ એમ નક્કી કરી તે તરફ આગળ વધ્યો. છેક તંબુએ જઇ દરવાજે ઉભા રહી પહેરાવાળાને જણાવ્યું કે, " જાઓ તમારા મહારાજાને ખબર કરો કે, વિજયસિંહ કુમારનો પત્ર લેઇ એક રંગી આવેલ છે, જાઓ જલદી જાઓ. "

પહેરાવાળો દોડતો ખબર કહેવા દોડયો અને મહારાજા બ્હેમસિંહને વરધી આપી. 'આવવા દો' હુકમ મળતાં નવલસિંહ તંબુમાં પેઠો. વચ્ચોવચ એક રત્ન જડીત સિંહાસન ઉપર બ્હેમસિંહ મહારાજ બીરાજેલા હતા. બન્ને બાજુ તરફ ચાંદીની ખુરશી ઉપર ઉમદા ઉમદા વસ્ત્રો પહેરી દિવાન સાહેબ અને બીજા અમલદારો બેઠા હતા. વળી સર્વ રંગીઓ બન્ને બાજુ અડધા અડધા ખુરશીઓ ઉપર બેઠા હતા. બાદ દરવાજા આગાડી

અમીર ઉમરાવો પણ હતા. ઘણા ચોપદારો હાથ જોડી સ્હામે ઉભા હતા એમ આ દરબાર ઘણોજ ઠાઠ માઠ ભરેલો ભરાયો હતો.

નવલસિંહ કોઇને પણ નમન કર્યા શિવાય વચ્ચો વચ જઇ ઉભો અને મહારાજાની સ્હામે ગાદી ઉપર વિજયકુમારનો પત્ર મૂક્યો. આ પ્રમાણે એ અદબી ભરેલી રીતે પ્રવેશ કરવાથી હેમસિંહ મહારાજને ગુસ્સો તો આવ્યો પણ કાંઈ ન બોલતા તેમણે પત્ર લીધો અને દિવાન સાહેબને વાંચવા ફરમાન કર્યું.

દિવાન સાહેબે મ્હોટેથી પત્ર વાંચ્યો. સાભળતાં મહારાજા હેમસિંહ ગુસ્સાથી લાલચોળ થઇ ગયા અને બોલ્યાઃ—"એક નાના મચ્છરે હાથી સામે બાથ ભીડી છે. હજુ તો વિજયસિંહના દાંત દુધના છે. તે બાચારો યુદ્ધમાં શું સમજે."

મહારાજાએ કુમારનો પત્ર ફાડી નાંખી દીધો. પત્ર ફાડતાંજ નવલસિંહની આંખ્યો લાલ થઇ અને કહ્યું:—"જેના માથે મરણ ભમે છે તેની બુદ્ધિ પ્રથમથીજ બગડે છે. અને હવા ખાવા જાય છે. ખરૂંજ છે કે વિનાશ કાળે વિપરીત બુદ્ધિ."

નવલસિંહના બોલ મહારાજાને તીર સમા છાતીમાં વાગ્યા. "પકડો આ બેઅદબને" મહારાજાના મ્હોમાંથી શબ્દો નીકળ્યા.

કેટલાક ચોપદારો નવલસિંહ તરફ દોડયા. નવલસિંહે ખંજર કાઢી એ ત્રણને ત્યાંજ પુરા કર્યા. ત્વરાથી પોતાના રૂંગી પોટલામાંથી એક ગોળો કહાડીને દરબારમાં વચ્ચોવચ પછાડયો. એકદમ ભયંકર મ્હોટો અવાજ થયો. દરબાર ખળભળી ઉઠયો. મહારાજા પણ ચમક્યા. માથે બાંધેલો રત્નજડીત શિરપેચ ઉછળી પડયો. ચાલાકીથી નવલસિંહે આ શીરપેચ ઉચકી લીધો અને ઝપાટાબંધ તંબુમાંથી બહાર નીકળી ગયો. સર્વ જોતાજ રહ્યા અને કોઇ કાંઈ કરી ન શક્યા.

દરબારમાં રંગીઓ બેઠા હતા તેમના ઉપર સર્વએ ગુસ્સો કાઢયો.

" ધિક્કાર છે તમને સર્વને કે આટ આટલા તમે બેઠા છતાં એક દુશ્મનનો રંગી આવી આટલું તોફાન કરી ગયો અને તમે કાંઇ ન કરી શક્યા " મહારાજા ક્રોધ મુદ્રાથી બોલ્યા.

મહારાજ અમારા રંગીઓનું કામજ આ છે. ગમે તેટલા માણસોમાં પ્રવેશ કરવો અને ત્યાં ચમત્કાર બતાવવો તેજ અમારૂ કામ છે. તે એકજ રંગી હતો અને તેના ઉપર, અમારા રંગવિદ્યાના કાયદા પ્રમાણે અમારા સર્વથી હાથ ન કરાય, માટે અમે કાંઇ ન કર્યું. વળી અહીં ઘણાએ મ્હોટા મ્હોટા પહેલવાનો હતા. તેમણે પણ શું કર્યું ? મોતીલાલબંકાએ મહારાજને કહ્યું.

મહારાજ બંકાને કાંઇ પણ ઉત્તર ન આપતાં:—" હશે કાલે જોઇ લઇશું. " એટલુંજ માત્ર બોલ્યા.

બ્હેમસિંહ મહારાજનો શિરપેચ ઉપાડી લઇ છટકેલ નવલસિંહ સહી સલામત વિજય કુમાર પાસે પહોચ્યો. હકીકત બની હતી તે જણાવી શિરપેચ બતાવ્યો. કુમાર હસતાં હસતાં બોલ્યા. " ચાલો શુકન તો સારા થયા. "

" સર્વથી વધારે તો શુકન મને ફળ્યા કે મારો શિષ્ય એક ઉમદા ચીજ મારે માટે લઇ આવ્યો. " પ્રતાપે કહેતાં શિરપેચ નવલસિંહ પાસેથી લીધો અને પોતાના સામાનમાં ગોઠવ્યો.

" તમે એને શું કરશો. તમારે તે લેવાની શી મતલબ છે ? " કુમારે પ્રશ્ન કર્યો.

" જે વખત આપણો વિજય થશે અને આપની સવારી નીકળશે ત્યારે હું બ્હેમસિંહ મહારાજનું રૂપ લેઇ આજ શિરપેચ બાંધી આગળ આપનો ઝંડો ઝાલીને સવારીની આગળ ચાલીશ " પ્રતાપે ઉત્તર આપ્યો.

કુમારે આ સાંભળી મૃદુહાસ્ય કર્યું પણ સાથેજ આંખ્યમાંથી આંસુ નીકળવા લાગ્યાં.

પ્રતાપે પોતાના રૂમાલથી આંસુ તુરતજ લોહ્યાં. વિશ્વમોહિનીની જુદાઇનાં આ આંસુ હતાં. મણીકાન્તાની જુદાઇ પ્રતાપને પણ પડી હતી.

" નવલસિંહ! સાંભળો. આવતી કાલે લડાઇ જરૂર થશે. આથી એક રંગીએ અત્રે રહેવાની ખાસ જરૂર છે. વળી વિશ્વમોહિનીની તપાસમાં જવાનું કામ એથી પણ વિશેષ મહત્વનું છે." પ્રતાપે નવલસિંહને સંબોધી કહેવા માંડતાં, નવલસિંહ બોલ્યા:–" આપ અહીં ફોજની દેખરેખમાં રહો અને હું વિશ્વમોહિનીની શોધમાં જાઉં છું."

" અમલગઢની પહાડીઓથી તમે બરોબર માહિતગાર નથી; અને મારૂં માનવું છે કે વિશ્વમોહિની તે બાજુ તરફજ હશે. આથી તમે અહીં રહો અને હુંજ શોધમાં જાઉં તે વિશેષ ઠીક છે." પ્રતાપે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

" જેવી આપની મરજી" નવલસિંહે પ્રતાપના શબ્દનો સ્વીકાર કર્યો.

" આપની પાસે નવલસિંહ છે. હું રજા લઉં છું. આપ સાવધાન રહેશો. યુદ્ધમાં ઉતાવળા ન થશો." કુમારને પ્રતાપે સંબોધી રજા માગી. " વારૂં જાઓ પરમાત્મા તમને જશ આપો અને તેજ સત્તા તમારૂં રક્ષણ કરો" કુમારે આશિર્વાદ આપ્યો.

વાતચીત કરતાં સાંજ થઇ ગઇ. રાત્રિ પણ કંઇક વીતી.

પ્રતાપસિંહ જરૂરી સામાન સાથે લઇ રજા લઇ નીકળ્યો અને એક ઘટ્ટ જંગલ તરફ વળ્યો.

કુમાર અને નવલસિંહ સુખે દુઃખે રાત્રિ પ્રસાર કરવા પોતપોતાના તંબુએ ગયા.

---

# પ્રકરણ ૧૬ મું

## રણ રંગ.

દંદ યુદ્ધમાં વીરની ખરી કસોટી થાય,
પણ પાપી તેને વિષે, કપટકળાને હાય.

વિશ્વમોહિનીને લઇ જઈ ક્યાં રાખી હશે ? ! ઇજત આબરૂભેર કોઇ સારા સ્થાને રાખી હશે કે તેને અંધારી કોટડીમાં કેદ કરી હશે ? તેને ખાવા પીવાનો બરોબર બંદોબસ્ત હશે કે કેમ ? અરેરે બાચારી તે રોઇ રોઇ મરતી હશે. ખાવા પીવાનું પણ તેને ભાન ભાગ્યેજ હશે ! તેનું મ્હોં શોક, ભય અને ચિંતાથી વિલાયું હશે. તેને પોતાની કરવા તેના ઉપર અનેક દુઃખો પડતાં હશે. અરેરે આ દુઃખમાં તેણે પોતાના પ્રાણને અર્પણ તો નહીં કર્યો હોય ? આવી વાતોના વિચારો કુમાર વિજયસિંહને ઉપરા ઉપરી આવે જતા હતા. આ તર્ક વિતર્કોમાં આખી રાત્રી તેને જરા પણ નિદ્રા ન આવી. મધ્ય રાત્રિ વીતિ, પાછલી રાત્રિ ગઇ અને સ્હવાર થવાનો સમય થયો. દુશ્મનના લશ્કરમાં ડંકાનો અવાજ થતો સંભળાયો. યુદ્ધની તૈયારી દુશ્મનો કરી રહ્યા છે એવી ખબર સેનાપતિ તરફથી મળી. કુમારે પણ સત્વર તૈયારી કરવાની આજ્ઞા કરી. સ્નાનાદિ કર્મથી પરવારી કુમાર તૈયાર થઇ ગયા. બન્ને લશ્કરો મેદાનમાં સ્હામ સ્હામે આવી ગોઠવાયાં. પોતાના એક ઉત્તમ અરબી ઘોડા ઉપર બેસી

વિજયકુમાર મેદાનમાં આવ્યા અને નવલસિંહને કહ્યું:—" હેમસિંહને કહેવું જોઇએ કે નકામા માણસો મરાવાથી શો લાભ છે? જો બહાદુરીનો એટલો ફાંકો હોય તો દ્વંદ્વ યુદ્ધ ચલાવો કે જેથી યુદ્ધમાં પરીક્ષા થાય. હેમસિંહ પોતાને અર્જુન સમાન શુરવીર માને છે તો તેની સ્હામે દ્વંદ્વ યુદ્ધમાં ઉતરવા હું તૈયાર છું. નાહક શું કામ ગરીબ સીપાઇઓના જીવ લેવા જોઇએ. "

" આપનું કહેવું યોગ્ય છે. હું હમણાંજ આ બાબત હેમસિંહને જણાવું છું. " કહી નવલસિંહ મેદાનમાં વચ્ચો વચ આવ્યો અને પોતાની ચાદર ત્રણવાર હવામાં ઉછાળી. મોતીલાલ બંકો હેમસિંહમહારાજના લશ્કરમાંથી નીકળી તુરતજ સ્હામે આવી ઉભો; અને નવલસિંહને પોતાની રંગીવિદ્યામાં સલામ કરી આમ યુદ્ધના મેદાનમાં ચિત્રરંગીને બોલાવવાનું પ્રયોજન પૂછ્યું.

" મારે તમારી સાથે એક વાત કરવી છે. " નવલસિંહે જણાવ્યું.

" કહો " બંકાએ જવાબ વાળ્યો.

નવલસિંહ અને બંકા વચ્ચે વાતચિત થવા લાગી.

"તમારા લશ્કરમાં મરદ વધારે છે કે ઓરતો?" નવલસિંહે પ્રશ્ન કર્યો.

" ઓરત એક પણ નથી. " ઉત્તર બંકાએ આપ્યો.

" તમારે ત્યાં કોઈ બહાદુર નર છે કે સર્વ આમ ગરીબ સીપાઇ-ઓના પ્રાણનો ભોગ આપી તમાશો દેખનારાજ છે? " પ્રશ્ન થયો.

" અમારે ત્યાં અસંખ્ય બહાદુર વીરો છે. " ઉત્તર મળ્યો.

" તમારા કહેવાથી તો બધા ભાજી મૂળા જેવાજ લાગે છે. " નવલે ટકોર કરી.

" એતો ભેટો થાય ત્યારે સમજાય " સ્હામો તેવોજ ઉત્તર મળ્યો.

" ત્યારે આપ ગરીબ સીપાઇઓના પ્રાણને ઝંપલાવવા કરતાં દ્વંદ્વ યુદ્ધ કેમ કરતા નથી ! એકની સ્હામે એકને આવી જવાદો. આથી પાર જલદી આવશે અને ગરીબ સીપાઇઓ નાહક માર્યા નહીં જાય. અમારા કુમાર તો કહે છે કે હેમસિંહ મહારાજાને પોતાના બાહુ બળનો ભરોંસો છે તો સર્વથી પ્રથમ એજ આવે સ્હામે. કાંતો મહારાજા જીતશે કે કાંતો કુમાર. જીતશે તે અમલગઢની ગાદીનો માલિક થશે. હમણાં થોડીજ ક્ષણ માં મામલો પતી જશે. નવલસિંહે હકીકત જણાવી.

" તો અમારા મહારાજ કાંઈ હઠે તેવા નથી. તે ઘણાજ બહાદુર છે અને કુમારને તો ચાંચડની પેઠે ચોળી નાંખશે. " બંકાએ જવાબ આપ્યો.

" હા. હું પણ જાણું છું કે તે ચોળનારા છે. તો આવી જાય મેદાનમાં. " નવલસિંહે સ્હામું કહ્યું.

વાત ચિત પૂરી થતાં મોતીલાલ બંકા પોતાના લસ્કરમાં પાછો ફર્યો અને જે વાતચિત થઇ હતી તે હેમસિંહ મહારાજને જણાવી. મહારાજ સાંભળતાં લાલચોળ થઇ ગયા અને બોલ્યાઃ—શું આજ કાલનું બાળક મારી સાથે ભેટો માગે છે. ! "

" હા દ્વંદ્વ યુદ્ધની ઉઘાડી માગણી કરે છે. તો પછી આપ ગુસ્સે શું કામ થાઓ છો. મારા ધારવા પ્રમાણે તેનું કહેવું બરોબર છે. " બંકાએ મહારાજા તરફ જોઇ કહ્યું.

મહારાજ હેમસિંહ તુર્તજ પોતાનો ઘોડો લઈ યુદ્ધના મેદાનમાં આવ્યા અને પોતાનો ભાલો ઉઠાવી હલાવ્યો. વિજયકુમારે એ જોતાંજ પોતાના ઘોડાને એડી મારી ભેટો કરવા હેમસિંહ સ્હામે પોતાનો ઘોડો લાવી મુકયો અને મ્હોટેથી કહ્યું.

" શું પોતાનાં વખાણ પોતાના મ્હોએ કરવાં એનું નામ વીરતા કે? શું શૂરવીરો ચોર પણ હોય છે કે ? શું યુદ્ધથી વિશ્વમોહિની ન મળત કે ! ધીક્કાર છે એવી બહાદૂરી પર ! "

વિજયકુમારનાં વચનો વ્હેમસિંહને તીર સમાન લાગ્યાં. કાંઇ જવાબ તો ન આપ્યો પણ એકદમ કુમાર ઉપર હલ્લો કર્યો. કુમારે પોતાનો બચાવ બરોબર કર્યો. એક એવા જોરથી વ્હેમસિંહના હાથ ઉપર ઝટકો આવ્યો કે વ્હેમસિંહનો ભાલો હાથમાંથી છટકી દૂર જઇ પડ્યો.

દોસ્ત દુશ્મન બન્ને તરફથી વાહ વાહના અવાજ આવવા લાગ્યા.

વ્હેમસિંહ બહુજ ક્રોધવશ થયા. એકદમ તલવાર કાઢી, કુમાર ઉપર તે દોડ્યા. કુમારે તલવારનો ભેટો તલવારથીજ કર્યો. બે પ્રહર સુધી યુદ્ધ ચાલ્યું. કુમારની તલવારથી વ્હેમસિંહ મહારાજાનો ઘોડો ઝખમી થયો અને નીચે ગબડી પડ્યો; એટલુંજ નહીં પણ મહારાજાને પોતાને પણ કંઇક જખમ લાગ્યા. મહારાજાએ ઘોડેથી કુદી કુમારના ઘોડાને મારવાનું ધાર્યું. કુમાર ચેતી ગયા. એકદમ ઘોડા ઉપરથી નીચે કુદી પડયા અને આગળ વધી જોરથી એક ચાબુક એવા જોરથી મહારાજાના કાંડા ઉપર મારી કે તલવાર હાથમાંથી નીચે પડી ગઇ. નવલસિંહે દોડતાં જઇ આ તલવાર લઇ લીધી. હવે વ્હેમસિંહને લાગ્યું કે હરેક રીતે કુમાર જબર જસ્ત છે. આથી જો વધારેવાર યુદ્ધ ચાલશે તો કાંતો હું માર્યો જઇશ કે પકડાઇ જઇશ. તેણે પોતાની ફોજને એકદમ ધસારો કરવા ઇશારો કર્યો. દુશ્મને એકાએક કુમારને ઘેર્યો. કુમારની ફોજે પણ આ જોતાંજ દુશ્મનોપર ધસારો કર્યો. સેનાપતિ સુજનસિંહ અને નવલસિંહ પ્રયત્ન કરી ધસારાબંધ કુમારની પાસે જઇ પહોચ્યા. તલવાર અને ખંજરો ઉછળવા લાગ્યાં. બન્ને લશ્કરો ગુંથાયાં, લડાઈ ખુબ જામી. વ્હેમસિંહના કેટલાક બહાદુરોએ ધાર્યું કે આ લડાઇમાં કુમારનું કાશળ કાઢી નાંખવું

પરંતુ કાંઇ ન વળ્યું. કુમારના હાથે દુસ્મનનાં ઘણાં માણસો માર્યાં ગયાં. સંધ્યાકાળ થવા આવી. યુદ્ધ બંધ કરવાનો ડંકો થયો. લડાઇ બંધ થઇ બન્ને લસ્કર પાછાં ફર્યાં. કમર લસ્કરે ખોલી. કુમાર વિજયસિંહ પોતાના તંબુમાં આવ્યા. તે ઘણાજ શ્રમિત થઇ ગયા હતા. સુજનસિંહ સેનાપતિને પણ કેટલાક જખમ વાગ્યા હતા. રાત્રિએ સર્વએ આરામ કર્યો.

મહારાજા વ્હેમસિંહે પોતાના લસ્કરમાં દિવાન, સેનાધિપતિ અને બીજા પહેલવાનોને બોલાવી મસલત કરવા માંડી. હવે શું કરવું તેનો વિચાર ચાલતો હતો. વિજયકુમારની ફોજ થોડી છે પણ ઘણીજ હોંશથી લડે છે તેમજ આપણને હંફાવે છે. તે પોતે પણ એક ખરો લડવૈયો છે. આથી તેને જીતવો ઘણું કઠણ કામ છે. માટે મારો તો એવો વિચાર થાય છે કે રાત્રે કુમારના લસ્કર ઉપર હુમલો કરવો. મહારાજાના વિચારને તેમના સંગીઓએ સર્વેએ પસંદ કર્યો. થોડી રાત્રિ બાકી રહી હતી તે વખતે વ્હેમસિંહે કુમારની ફોજ ઉપર હલ્લો કર્યો. એકાએક બહુજ ગભરાટ અને ગડબડાટ થયો. રાત્રિ અંધારી હતી. દુસ્મન દોસ્ત સમજાય તેમ નહોતું. કુમારની ફોજ પોતાનાંજ માણસોને દુસ્મન સમજી મારવા લાગી.

વિજયકુમારને ખબર મળતાંજ તે તંબુની બહાર નીકળ્યા.

નવલવસિંહે એક અજબ યુક્તિ શોધી. એકાએક રંગવિદ્યાના પ્રભાવે તેણે એકજ મશાલ વડે બહુ જબરો પ્રકાશ કરી દીધો. જાણે સૂર્યનારાયણનો ઉદય થઇ ગયો હોય તેવું અજવાળું થયું. વ્હેમસિંહ માત્ર ૫૦૦ માણસની સાથે આવેલો તેને પૂરાં કરવાં તેમાં શું મ્હોટી વાત! સ્હવાર થતાં થતાં તો વ્હેમસિંહનાં સર્વ આદમી મરાયાં. કુમાર વિજયસિંહને પણ ઘણુંજ નુકશાન થયું. પ્રકાશ થતાં પૂર્વે ૧૦૦૦ આદમી મરાયાં હતાં. સ્હવાર થતાં પણ લડાઇ કુમારે બંધ ન કરી. વળી બન્ને લસ્કર સ્હામ સ્હામાં ગુથાયાં.

કુમાર દુસ્મનના દળમાં ઘુમતો હતો અને જેનાં તેનાં માથાં ઉડાવા લાગ્યો. તેને પોતાના શરીરનું પણ ભાન નહોતું. તેને આવેશપૂર્વક લડતો જોઇ કુમારની ફોજ પણ પૂર્ણ જોશથી લડી.

બ્હેમસિંહ મહારાજના લસ્કરના હાંજા ગડગડવા લાગ્યા. એટલામાં એકાએક પૂર્વ અને ઉત્તર તરફથી કેટલુંક ઘોડે સ્વારનું લસ્કર ઝપાટાબંધ આવતું જણાયું. લસ્કરની આગળ એક ઘોડે સ્વારે બહુજ ઉમદો પોશાક પહેર્યો હતો. તે એક ઘણાજ ઉત્તમ અરબી ઘોડા ઉપર સવાર હતો. તેની પાછળ પાછળ બીજા ૫૦૦ ઘોડે સ્વારો હતા. આગળ ચાલનાર ઘોડે સ્વાર પલટણનો જાણે અમલદાર હોય તેમ લાગતું હતું. તેણે અને તેની સાથેના તમામ સવારોએ પોતાના મુખ ઉપર મુખવટો બાંધી દીધો હતો.

નવી ઘોડે સ્વારની પલટણે મહારાજા બ્હેમસિંહના લસ્કર ઉપર પાછળથી એકદમ ધસારો કર્યો. કુમારની ફોજતો લડીજ રહી હતી, તેમાં વળી અણધારી મદદ મળી આથી બેવડો જુસ્સો ચઢયો. બ્હેમસિંહ મહારાજનું લસ્કર બે બાજુના ધસારા સ્હામે ટક્કર ન ઝીલી શકયું. લસ્કર નાઠું વિજયસિંહ કુમાર લસ્કર સાથે પાછળ પડયો. બે ગાઉ દુર સુધી લસ્કરને નસાડયું.

વિજયકુમારનો વિજય ડંકો વાગ્યો.

વિજયકુમાર મુકામપર આવ્યા મુખવટો ધારણ કરી ઘોડેસ્વારનું મદદે આવેલું લસ્કર પાછું અદ્રશ્ય થયેલું જણાયું. કુમાર આશ્ચર્યમાં ડુબ્યો. અણીના વખતે મદદ કરનાર આ કોણ ? કયાંથી આવ્યા ? કયાં ચાલ્યા ગયા ? તે વાતની કાંઇ સમજ ન પડી. એક જરા પણ ઉપકાર કર્યો હોય તો માણસોને કહી બતાવ્યા શિવાય રહેતા નથી અને આ લસ્કરે આવી યોગ્ય સમયે આટલો ઉપકાર કર્યા છતાં તે મળ્યા વગરજ પાછું અદ્રસ્ય

થયું તે સંબંધી કુમારે ઘણો વિચાર કર્યો પણ કાંઇ નજ સમજાયું. નવલસિંહ પણ તે સંબંધી ઘણાજ તર્કો વિર્તકો કરવા લાગ્યો પણ તે પણ કાંઈ ભેદ ખુલ્લો ન કરી શકયો.

વિજયકુમારની વિજય પતાકા ઉડવા લાગી. ખડ્ગસિંહ મહારાજના વિજયધ્વનિના પુકારો ગર્જવા લાગ્યા.

બ્હેમસિંહની સજડ હાર થઇ, તેનો માલ ખજાનો સર્વ કુમારના હાથમાં આવ્યો. બ્હેમસિંહ ઉભી પુછડીએ જીવ લઈ નાસી છુટયો.

આ પ્રમાણે યુદ્ધમાં તો વિજય મળ્યો, પણ વિશ્વમોહિનીના વિરહને લીધે કુમારના હૃદયમાં તો હોળી બળતીજ રહી. પ્રતાપસિંહ પત્તો લગાડવા ગયો હતો તેના પરિણામની રાહ જોવાની રહી.



# પ્રકરણ ૧૭ મું

## આશા અને નિરાશા.

ગરજુને અક્કલ નહીં, કરે એટલું ચોડ,
મહજ સ્વાર્થને સાંધવા, કરતા દોડમદોડ.

યુદ્ધમાં પરાજય પામી પલાયન કરી ગયેલ બ્હેમસિંહ દશ પંદર સવારોની સાથે સીધો અમલગઢ પહોચ્યો. નગરમાં પ્રવેશ કરતાંજ તેને મહારાણી ગુમ થયાં છે એવા શોકમય સમાચાર મળ્યા. મહારાજને આ ખબર કારી ઘા સમાન લાગી. આ વળી બીજું સંકટ આવ્યું. ગભરાતો ગભરાતો મહેલ તરફ ગયો. મહેલમાં ખુબ રડારોળ થઇ રહી હતી. ચારે તરફથી રૂદનના અવાજ સિવાય અન્ય શ્રવણે પડતું નહોતું. બ્હેમસિંહની હાલત વિચિત્ર બની ગઇ. લસ્કર પરાજય પામ્યું. લડાઇમાં-થી નાસી છુટયો. બાકીનું બચેલું લસ્કર પાછળ રહી ગયું. રંગી પણ કોઇ સાથે મળે નહીં. અને અહીં તો આવો ભયંકર બનાવ બનેલો જણાયો. કાંઇ સુઝ ન પડી. મહારાણીના પલંગ પાસે જઈ છાતી ફાટ રડવા લાગ્યો. રડતાં રડતાં તકીઆના નીચે જાણે કાંઇ કાગળ દબાયેલો હોય એમ લાગ્યું. તકીઆને ખસેડતાં કાગળ લખેલો નીકળ્યો. તેમાં નીચે પ્રમાણે લખેલું મહારાજાએ વાંચ્યું:—“ મારૂં મન આ વખતે કોણ જાણે કેમ

પણ વિશ્વમોહિનીને મળવા ઘણુંજ આતુર બન્યું છે અને તેથી હું તેને મળવા જાઉં છું. તે ક્યાં છે તેનો પત્તો મને મલ્યો છે. રસ્તાની માહિતી પણ મળી ચૂકી છે. ”

ચીઠ્ઠી વાંચતાં અનેક નાના તર્કો મહારાજને થવા લાગ્યા. અક્ષર જોઇને બબડયા. આ અક્ષર મહારાણીના નથી. ત્યારે આ લખ્યું કોણે ? વળી જો મહારાણીએ કોઇની પાસે લખાવ્યું હોય તો વિશ્વમોહિની અમુક સ્થાને છે તે ખબર તેને શી રીતે પડે ?! અરેરે હવે શું કરવું ?! કોઈ સંગી પણ નથી કે તપાસ કરવા મોકલાય. વળી જો બીજાને મોકલીએ તો વિશ્વમોહિની અમુક સ્થાને કેદમાં છે તે વાર્તા જણાઈ જાય અને ભેદ ભાગી જાય.

બહુ વાર સુધી વિચાર કર્યો. કાંઈ પણ ન સુઝયું. આખરે તેમને એમજ મનમાં થઇ આવ્યું કે જ્યાં વિશ્વમોહિનીને કેદ રાખી છે તે સ્થાને એકવાર જઇ આવવું. ધોળે દિવસે એકલા બહાર નીકળવું ઠીક ન લાગ્યું. આખો દિવસ ભૂખ્યા તરસ્યા પોતાના મહેલમાં દિવાનખાનામાં પડી રહ્યા. કોઇની સાથે શબ્દોચ્ચાર પણ ન કર્યો. મહારાજાના હુકમ વગર પણ ઘણાં માણસો મહારાણીના તપાસમાં નીકળી ચૂક્યાં હતાં. સાંજ પડી. મહારાજાએ પોતાનો ઘોડો મંગાવ્યો. તેના ઉપર સવાર થઈ એકલા કિલ્લા બહાર નીકલ્યા અને પૂર્વનો રસ્તો લીધો.

રાત્રિ અજવાળી હતી. ચાંદની ખીલી હતી. અજવાળામાં મહારાજા સાહેબ આગળને આગળ ગતિ કરી રહ્યા હતા. મહારાજા કિલ્લામાંથી નીકલ્યા તેજ વખતે એક આકૃતિ તેમની પાછળ લાગુ થઇ ગઇ પણ મહારાજાને તેની કાંઇ પણ ખબર નહોતી. મહારાજાએ જતાં જતાં એક સુકાઈ ગયેલા નાળામાં પોતાના ઘોડાને ચલાવવા માંડયો. આગળ જતાં આ નાળું સાંકડું અને ઉંડું થતું જતું જણાયું. હવે બે તરફ મ્હોટી મ્હોટી

કરાડો જણાવા લાગી. બન્ને બાજુ તરફ ભયંકર ધીચ જંગલ આવી રહેલ હતું. હિંસક પ્રાણીઓના છાતીને તોડી નાંખે એવા અવાજો પણ સંભળાતા હતા. જેમ જેમ આગળ વધ્યા તેમ તે કરાડો વિશેષ ઉંચી અને મળી ગયેલી અને જાણે કોઇ ગુફામાં ચાલતા હોઇએ એવું સ્થાન બનેલું જણાવ્યું.

આવા ભયંકર નાળામાં મહારાજા અને પાછળ પાછળ પેલી આકૃતિ એમ નિર્ભયતાથી ચાલ્યાં જતાં હતાં. અજવાળું બીલકુલ પ્રવેશ કરી શકતું નહોતું એટલે ઘોડો ઘણોજ ધીમે ધીમે ચાલતો હતો. આકૃતિ પણ મહારાજથી છેટે નહીં પણ ઘણીજ પાસે પાછળ પાછળ ચાલતી હતી. એટલામાં એકાએક છેટે કાંઇ અજવાળું હોય એવું જણાયું. આકૃતિએ અનુમાન કર્યું કે હવે વખતે અહીં અટકવાનું હશે. આ અનુમાન ખરૂં પડયું. અજવાળાની લગભગ જતાં એક નાની ખો જેવું હતું અને તેની બન્ને બાજુ નાગી તરવારે જોરાવર અને બહાદુર જણાતા સીપાઇઓ પહેરો ભરી રહ્યા હતા. પહેરગીરની સંખ્યા લગભગ ગણતાં ૨૦ ની હતી. અંદર સાફ દેખાતું હતું બે સુંદરીઓ પત્થર ઉપર લમણે હાથ મૂકી બેઠેલી હતી. સાફ તો જણાતું નહોતું તો પણ અન્ય કોઈ નહીં પણ આ વિશ્વમોહિની અને મણીકાન્તાજ છે એમ બ્હેમસિંહની પાછળ આવેલી આકૃતિને બરોબર સમજાયું.

સિપાઇઓએ મહારાજાને આવતાંજ ઓળખ્યા. એકે આગળ વધી ઘોડાની લગામ પકડી. મહારાજા નીચે ઉતર્યા. સિપાઇઓએ બીજી બે મશાલો પ્રકટાવી. અજવાળાથી હવે સ્પષ્ટ વિશ્વમોહિની અને મણીકાન્તા જોવામાં આવ્યાં. વિશ્વમોહિનીનું મુખ નિસ્તેજ થઇ ગયું હતું. માથાના વાળ વિખરાયલા ખુલ્લા હતા. માથું ફુટેલું જાણે ક્યાંઈ પત્થર સાથે તે અફળાયું લાગતું હતું અને તે જગાએ માટી ચોટેલી હતી. મણીકાન્તા પણ પાસેજ પત્થર ઉપર વિશ્વમોહિનીના માથે હાથ રાખી બેઠી હતી.

તેની દશા પણ તેની સખીના સમાનજ હતી. સ્હામે ખાવાની ચીજો પડી હતી પણ તેમાંથી જરા પણ કોઇએ સ્પર્શ કર્યો નથી એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. માત્ર નિરાશા—નાઉમેદી શિવાય અન્ય કાંઇ બન્નેના વદન કમળથી સ્પષ્ટ થતું નહોતું. આ જોઈ આવેલી આકૃતિના આંખ્યમાંથી અશ્રુપાત સારસા નીકળી પડયાં.

મહારાજાએ ત્યાં જઈ આમ તેમ જોયું. વિશ્વમોહિની અને મણી-કાન્તા જે સ્થાને બેઠાં હતાં તેની આસપાસ પણ ખાસ તપાસ કરી પણ પોતાનો હેતુ કાંઇ પાર ન પડયો. કારણ તે તો પોતાની મહારાણીને શોધવાજ અત્યારે તે અત્ર આવેલ હતો. બીછાનામાંથી મળેલી ચીઠ્ઠીએ સારી આશા આપી હતી પણ તે આશા નિરાશામાં પરિણમી. ન કોઇને કાંઇ પૂછ્યું ગાછ્યું કે ન વિશ્વમોહિની તરફ પણ બરોબર ધ્યાનથી નિહાળ્યું. તુરતજ તે પાછા વળ્યા અને ઘોડા ઉપર સવારી કરી પાછા સીધાવ્યા. આ પ્રમાણે એકા એક આવી મહારાજાને પાછાં જતાં જોઇ સિપાઇઓ ઘણાજ આશ્ચર્ય પામ્યા; પણ કોની મગદુર કે કાંઈ પૂછી શકાય? મહારાજાને પાછા ફરતા જોઇ પેલી આકૃતિએ ક્યાંઇ આડું અવળું સતાવા ઘણોયે પ્રયત્ન કર્યો પણ તેવી જગા ન મળી. નાળું સીધું ઉચું હતું અને સ્હડવાનો લાગ નહોતો. બહાર પહેલાં નીકળી જવા શિવાય છુટકો નહોતો. મહારાજાની અગાઉ બહાર નીકળી આકૃતિ બહાર એક બાજુ ભરાઇ ગઇ. મહારાજા નીકળી નગર તરફ વળ્યા. આકૃતિએ હવે તેમનો પીછો ન લીધો.

આ આકૃતિ કોણ ? તેણે મહારાજાનો પીછો તેમના નગરથી આ સ્થાન પર્યન્ત શા માટે લીધો ? અને હવે તેનેજ અત્રેજ અટકવાનું શું કારણ ? તે વાચકોના સમજવામાં સહજ આવ્યું હશે.

આ આકૃતિ અન્ય કોઇની નહીં પણ આપણી ;વિશ્વમોહિની અને

મણીકાન્તાની શોધમાં નીકળેલા પ્રતાપી પ્રતાપનીજ હતી. વિજયકુમારની રજા લેઇને નીકળતાંજ પ્રતાપે વિશ્વમોહિની અને મણીકાન્તા કયાં હશે તે સંબંધી વિચાર કર્યો. તેને સ્વાભાવિકજ એમ લાગ્યું કે લશ્કર સાથે તો દુશ્મન રાખેજ નહીં ! આથી પ્રથમ અમલગઢ જઇ તપાસ કરવાનો નિશ્ચય કર્યો અને તે તરફ વળ્યો. ત્યાં પહોચતાં વેશ બદલી નિર્ભયતાથી ને ચારે બાજુ નગરમાં ફર્યો. પણ કાંઈ પણ ધારણા ફળિભૂત ન થઇ. કોઈ પણ ઠેકાણેથી વિશ્વમોહિનીની ભાળ ન મળી. એમ કરતાં રાત્રિ પડી. પ્રતાપે વેશ બદલી હવે રાજગઢ (કિલ્લા) માં પ્રવેશ કર્યો. અહી તહીં તપાસ કરવા લાગ્યો. ફરતાં ફરતાં લાગ જોઇ એક સ્યામ વસ્ત્રથી પોતાનું બદન છુપાવી ધો ફેંકી મહેલ ઉપર ચઢી ગયા.

મધ્ય રાત્રિનો પ્રસંગ હતો. મહેલમાં શાંતિ વ્યાપી રહેલ હોવા છતાં દીવાઓનો પ્રકાશ ઝળ ઝળતો હતો. પ્રતાપસિંહ ચારે બાજુ ફરી તપાસ કરવા લાગ્યો. ફરતો ફરતો એક મ્હોટા દિવાનખાનામાં આવ્યો. આ ઓરડો આખા મહેલમાં વિશેષ સુરમ્ય તેમજ ઉમદા કારીગરીના નમુના રૂપ હોઇ સર્વ પ્રકારની નૂતનતાથી શણગારેલો અને નાના પ્રકારની તસવીરોથી શોભતો, તકતા હાંડી ઝુમર વગેરેથી ભરપૂર હતો. મીણબતીના દીવા ઝળહળી રહ્યા હતા. એક ઉંચા અમૂલ્ય પલંગ ઉપર એક નવ યૌવના પોઢેલી હતી. પલંગની ચારે બાજુ નીચે પથારીઓ પાથરી ધણી અન્ય સુંદરીઓ સુતેલી હતી. નિર્ભયતાથી પ્રતાપે આ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. એક પછી એક પ્રકાશ ઓલવવા માંડયો માત્ર થોડો થોડો પ્રકાશ રાખ્યો. પ્રતાપ પલંગ સુધી આગળ વધ્યો. હેમસિંહ રાજાની મહારાણીને પલંગ ઉપર પોઢેલી તેણે ઓળખી. કંઇક ક્ષણ પર્યન્ત પ્રતાપે વિચાર કર્યો. એક કાગળના કકડા ઉપર આપણે પલંગ નીચેથી હેમસિંહ મહારાજને મળેલી જે ચીઠી વાંચી તે લખી. રાણીના મ્હોં આગળ બેહોશીની પડી ધરી. તેને ભાન વગરની કરી. ચીઠી

નકીઆ નીચે દેખાય તેમ ગોઠવી. મહારાણીને ઉપાડી તેણે બીજા ખંડમાં લેઇ જઇ એક ગાંસડીમાં બાંધી લઈ નદી કીનારા ઉપર પડતી પાછલી બારીનાં બારણાં ઉપાડી તે રસ્તે મહી સલામત બહાર નીકળી એક નિર્જન જગાએ મુકી પાછો આવી ફરી નગર ચર્યા જોવા લાગ્યો. બિજે દિવસે રાણી ગુમ થયાની હકીકત ચર્ચાતી જાણી. બ્હેમસિંહ મહારાજાને પાછા નગરમાં આવતા જોયા અને સાંજના જ્યારે એકલા ઘોડેસ્વાર થઇ તે નીકળ્યા ત્યારે તેમની પછવાડે તે થઈ ગયો.

મહારાણીની શોધમાં નીકળેલા બ્હેમસિંહ મહારાજા તો વીલે મ્હોંયે પાછા વળ્યા; પણ પ્રતાપની ધારણા તો ફળિભુત થઇ. તે વિશ્વમોહિની અને મણીકાન્તાની શોધમાં નીકળ્યો હતો અને તે તેમનો પત્તો મેળવવા માં ફતેહમંદ નીવડયો. હવે માત્ર બાકી એજ રહ્યું કે પ્રતાપસિંહ એકલો અને વિશ્વમોહિની અને મણીકાન્તાને સાચવનાર ૨૦ માણસો હતા. લડવાથી કાંઇ વળે તેમ નહોતું. શું કરવું તેનો વીચાર કરવા લાગ્યો મહારાજા અની છોડાવવા જવાનું પણ યોગ્ય ના લાગ્યું. કારણ તે તો હમણાંજ પાછા ફર્યા હતા. બીજી કાંઇ યોજના કરતાં જો પ્રતિપક્ષના જાણવામાં આવે તો વળી કોઇ એવી ગુપ્ત જગામાં સંતાડી દે કે ફરી પત્તોજ ન ખાય. કાંઇ તેને ન સુજતાં આખરે તેણે કુમાર પાસે જઈ કેટલાંક માણસો લેઇ આવી છુટકારા માટે પ્રયત્ન કરવાનું ધાર્યું. આથી તે સીધો નવીનદુર્ગ તરફ વળ્યો અને બીજા દિવસનો પહોર બે પહોર દિવસ ચઢતાં કુમાર પાસે આવી પહોચ્યો. કુમાર તેને જોતાંજ બાલી પડ્યો અને " પત્તો લાગ્યો ? " એમ પૂછયું.

" હા " પ્રતાપે ઉત્તર વાળ્યો.

આ વખતે કુમાર ઉપરાંત માત્ર નવલસિંહ અને સુજનસિંહ સેનાપતિ શિવાય અન્ય કોઈ નહોતું. આથી પ્રતાપે સર્વ હકીકત સવિસ્તર

જણાવી અને કહ્યું કે:-" હું માત્ર નવલસિંહને તેડવા આવ્યો છું. મારે હમણાંજ પાછું ફરવું છે. આપના વિજયની હકીકત મેં સાંભળી છે અને તેથી હાલ નવલસિંહની અત્રે જરૂર નથી."

"હવે હાલ યુદ્ધ થવાનો સંભવ નથી. આપણો વિજય થઇ ગયો છે. આથી નવલસિંહ આવે અને સાથે હું પણ આવું છું." કુમારે પોતાની ઇચ્છા જણાવી.

પ્રતાપે આ કુમારની ઇચ્છાને રોકવા યોગ્ય ન વિચાર્યું. સેનાપતિ સુજનસિંહને સર્વ સુપરત કરી ત્રણે જણા સાંજ પડતાં પડતાં રવાના થઇ ગયા. માર્ગમાં કુમારે યુદ્ધમાં મળેલા વિજયની હકીકતનું બ્યાન કરતાં મુખવટો ધારણ કરી મદદે આવેલા ઘોડે સ્વારના લશ્કર સંબંધી પણ વાત કરી. પ્રતાપ પણ હકીકત સાંભળી ચકિત થઇ ગયો અને તે કોણ હશે તે સંબંધી વિચાર કરવા લાગ્યો. પણ કાંઈ ખ્યાલમાં ન આવ્યું.

રાત્રિ અજવાળી હતી. ચાંદની ખીલી હતી. વાતો કરતા કરતા ત્રણે ચાલ્યા જતા હતા. આશરે ચાર પાંચ ગાઉ ગયા હશે તેવામાં મોતીલાલ બંકા એકાએક સ્હામે મળ્યા. બંકા કુમારને જોઇ પાસે આવ્યો અને નમન કર્યું. કુમારે હસતા મ્હોંએ તેના નમનનો સ્વીકાર કર્યો.

"અરે બંકા ! તમે શું આવા ડરકણ, બાયલા અને દગાબાજ ચોરનો સંગ કર્યો છે ? અમારા ભેગા ભળો ને પછી જુઓ કે અમારા સરદાર કેવા ન્યાયી, પ્રમાણિક, શુરવીર અને દયાળુ છે." નવલસિંહે કહ્યું.

"તમારૂં કહેવું ઠીક છે. એવો પણ વખત કોઇ પ્રસંગ આવશે. તમે જાણો છો કે જ્યાં સુધી હેમસિંહ મહારાજનો સંબંધ છુટે નહીં ત્યાં સુધી તમારા સાથી કેમ થવાય ? અને કદાપિ તમારો સાથી થાઉં તો પણ તમો સર્વ મારા ઉપર ઇતબાર રાખો કે ? !" બંકાએ આટલા

શબ્દો કહી કુમારને પુનઃ નમન કરી રસ્તો લીધો અને થોડીજ ક્ષણમાં અદ્રશ્ય થઈ ગયો, ”

“ રસ્તામાં આ બંકા મળ્યો તે ઠીક ના થયું. હવે તે આપણે ક્યાં જઈએ છીએ અને શું કરીએ છીએ તેનીજ શોધમાં રહેવાનો “ પ્રતાપે જણાવ્યું.

“ હા નક્કી શુકન સારા ના થયા. “ નવલસિંહે પૂર્તિ કરી.

કુમારનું હ્રદય માન શુકન થયા જાણી ધડકવા લાગ્યું અને હવે ત્યારે શું કરીશું એમ પૂછવા લાગ્યા.

“ અત્યારે તો બીજું શું કરવું ? ! હવે તો આ જંગલનો રસ્તો છોડી રાહદારી રસ્તે રસ્તે ચાલવું કે જેથી જો કોઈએ આપણો પીછો લીધો હોય તો જણાય. ” પ્રતાપે જણાવ્યું.

ત્રણે જણા જંગલનો માર્ગ છોડી ધોરી રસ્તે ચાલવા લાગ્યા કોઈ પીછો લે છે કે કેમ તે સંબંધી તપાસ કરતા હતા પણ કોઈ ન જણાયું. આખી રાત્રિ આમ ચાલવામાંજ ગઈ.

સ્હવારનો પ્હો ફાટયો. એક નિર્ઝર આવતાં ત્રણે ત્યાં કિનારે બેઠા અને પ્રાતઃકાળાદિ કર્મ પરવારી પુનઃ પ્રયાણ કરવા માંડયું. પહોર દિવસ ચઢતાં ચઢતાં એક ઘીચ જંગલમાં તેઓ પહોચ્યા. આ સ્થાનેથી જે સ્થાને વિશ્વમોહિની અને મણીકાન્તા હતાં તે માત્ર બેજ ગાઉ દૂર હતી.

પ્રતાપે હવે જણાવ્યું કે દિવસ અહીંજ ગાળી રાત્રિ પડે ત્યારેજ ત્યાં જવું ઠીક પડશે. આથી ઘણા વિસ્તારને પામેલા એક વટવૃક્ષ તળે ત્રણેએ મુકામ નાંખ્યો. આખો દિવસ વાતચીત અને યુકિતઓ વિચારવામાં ગાળ્યો. સૂર્યાસ્ત સમય થતાં ત્રણે પાછા નીકળ્યા અને થોડીવાર

માં પેલા નાળા નજીક આવ્યા. ચારે બાજુ તરફ નજર ફેરવી કોઇએ પીછો લીધો છે કે કેમ તે જોયું અને બાદ નાળામાં પ્રવેશ્યા.

નાળાને જોઇ કુમાર ઘણાજ અખેદ આશ્ચર્ય થયા અને અજબ ભયંકર નાળુ છે એમ બોલ્યા. આખરે નાળાને છેડે આવી પહોચ્યા. જ્યાં પ્રથમ અજવાળુ હતું ત્યાં હાલ અંધારૂં જોવામાં આવ્યું. પ્રતાપસિંહને વ્હેમ પડયો. જે સ્થાને વિશ્વમોહિની અને મણીકાન્તાને બેઠેલાં જોયાં હતાં. તે સ્થાને જતાં ત્યાં ઘણાં મનુષ્યોને જમીનપર પડેલાં જોયાં. પ્રતાપે પોતાની રંગી પોટલીમાંથી કાંઇ ચીજ કાઢી તુરત પ્રકાશ કર્યો. તો જણાયું કે જે પહેરાવાળાઓ આગલે દિવસે પહેરો ભરી રહ્યા હતા તે તમામ અત્રે જખમી થઇ મરેલા પડયા હતા. વિશ્વમોહિની અને મણીકાન્તા ત્યાં નહોતાં. બન્નેનાં ઘરેણાં સર્વ ભાગ્યાં તુટયાં ત્યાં આમ તેમ વીખરાયલાં પડયાં હતાં. ચારે બાજુ લોહી પડેલું હતું. કુમાર આ દેખાવ જોઇ ન શકયા; માથે હાથ મુકીને નીચા બેસી ગયા અને રડવા લાગ્યા. પ્રતાપ સમજાવવા લાગ્યો કેઃ—" આમ ના હિમ્મતના બનો. જે પરમાત્માની કૃપાએ આ જગા આપણને બતાવી છે તેજ સર્વત્ર વ્યાપ્ત સત્તા જે સ્થાને રાજકન્યા છે તે સ્થાને લેઇ જશે. "

" અરે પણ તે આ જગતનો પરિત્યાગ કરીને ગઇ છે એમ મને લાગે છે અને તેથી હું ના ઉમેદ બનું છું " કુમારે રડતાં રડતાં કહ્યું.

" ના એમ નથીજ બન્યું. જો એમ બન્યું હોત તો આ લાશ સાથે તે લાશો પણ પડી હોત. " પ્રતાપે દૃઢતાથી કહ્યું.

" ત્યારે કદાચ આ બંકાની *ચાલાકી તો નહીં હોય ! " નવલે વચમાં પ્રશ્ન કર્યો.

" ના, તેમ પણ લાગતું નથી. વળી કદાપિ તેનો પ્રપંચ આપણે

માનીએ તો આ સીપાઇઓને મારનાર કોણ ? તે સવાલ ઉભોજ રહે છે. હશે. ખેર ! જે બન્યું તે ખરૂં. હવે અહીંથી આપણે જલદી ચાલી નીકળવું જોઇએ. જે હશે તે જણાશે. ” પ્રતાપે જણાવ્યું.

વિજયકુમારની સ્થિતિનો ચિતાર આપવા બેસવા કરતાં તેના સંબંધી મૌન ધરવું તેજ વિશેષ ઠીક લાગે છે. સમજાવીને તેને નાળાની બહાર લેવામાં આવ્યા. જે સ્થાને બ્હેમસિંહ મહારાજની રાણીને પ્રતાપે રાખી હતી તે સ્થાને ત્રણે ગયા. ત્યાં જઇ જોતાં ત્યાં મહારાણી નહોતાં, આથી વિશેષ આશ્ચર્ય ઉદ્દભવ્યું. મધ્ય રાત્રિ વીતી ગઇ હતી, આ શું બન્યું, અને કેમ બન્યું તે સંબંધી વિચાર કરતા ત્રણેય બેઠા. આખરે નવલને કાંઇ યુક્તિ સુઝી અને તે બોલી ઉઠયો:—

“ ગુરૂજી ! આપ અને કુમાર અહીંજ રોકાઓ. અહીંજ આરામ કરો. મને એક યુક્તિ સુઝી છે. વખતે તેથી સર્વ પત્તો લાગશે હું જઇને પાછો આવું છું. બનશે તો પત્તા મળ્યાની સાબીતીનો પુરાવો પણ લેતા આવું છું. ”

બન્ને પ્રતાપસિંહ અને કુમાર ત્યાંજ બેઠા રહ્યા. નવલસિંહ ત્યાંથી અદ્રશ્ય થઇ જઇ અમલગઢ નજીક લગભગ આવી પહોચ્યો. એક પરદેશી પંડિતનો વેશ ધારણ કર્યો. અમલગઢના દરવાજે આવી જે સીપાઇ ત્યાં પહેરો ભરી રહ્યો હતો તેની પાસે જઇ એક રૂપિયો તેના હાથમાં મૂકયો અને કહ્યું:-“ આ રૂપિયો ગમે તો લ્યો, પણ મહેરબાની કરીને મને કહો કે આ શીશીમાં અત્તર છે તે શાનું છે ? હું પરદેશી છું. કાલે સાંજે એક અત્તર વેચનારની દુકાને ગયો અને ત્યાં ટપાટપી થતાં તેણે મને કહ્યું કે આ અત્તર શાનું છે ? તેં જો પારખો તો હું પાંચ રૂપિયા આપું. આજે સ્હવારમાં મારે અત્તરનું નામ જણાવી તેની પાસેથી પાંચ પડાવવા છે. પરમેશ્વરનો ઉપકાર કે તમારા જેવા મળી ગયા. તમારે

રોજ દરબારમાં નોકરી કરવી તેથી હજારો અત્તર જોયેલાં એટલે આપને તેની પારખ. માટે આ અત્તર કઇ ચીજનું છે તે મને કહો એટલે હું અહીંથી જઉં અને પાંચ રૂપિયા ખડા કરી લઉં."

સ્હવારમાંજ આ પ્રમાણે રૂપિયો મળવાથી સિપાઇ ખુશ ખુશ થઇ ગયો. તે મનમાંજ વિચારવા લાગ્યોઃ—" આ પરદેશી કોઇ ખરેખર ભોળો અને બેવકૂફ છે. મને મફતનો એક ખુડદો આપી જાય છે. હું મરજીમાં આવશે તે અત્તરનું નામ દેઇશ એટલે તે જશે તેને પાંચ રૂપિયા નહીં મળે તો ભાગ તેના. તે ઓછોજ ફરી રૂપિયો પાછો લેવા આવવાનો છે અને કદાપિ આવ્યો તો બંદા ઓછાજ તેને દાદ આપે એવા છે તો." સીપાઇએ વિચાર કરતાં રૂપિયો ગજવામાં મુકી દઇ કહ્યું:—" લાવ્ય ભાઇ! લાવ્ય તને નામ બતાવું. એમાં તે શી મોટી વાત છે. હશે ભલા તને ગરીબ પરદેશીને પાંચ રૂપિયા મળશે."

સિપાઇએ શીશીનો બુચ ઉઘાડ્યો અને અત્તર સુંઘ્યું. હવે બાકી શું?! સુંઘતાજ તે રાત દિવસનું ભાન ભૂલ્યો. નવલસિંહે એક ક્ષણ પણ રાહ ન જોતાં તેને ઉપાડ્યો અને સ્હવાર થતાં થતાં તો જ્યાં પ્રતાપસિંહ અને કુમાર હતા ત્યાં આવી પહોચ્યો. બેશુદ્ધ પહેરાવાળાને બતાવીને નવલે કહ્યુંઃ—' આ અગલગઢનો કિલ્લાપરનો પહેરાવાળો છે. તેને પુછીને સર્વ હકીકત મેળવવી જોઇએ. જો કાંઇ સાર ન નીકળે તો પછી બીજી યુક્તિ અજમાવશું."

સિપાઇને શુદ્ધિમાં આણ્યો. સિપાઇ આ બલામાં ક્યાંથી ફસાયો એમ વિચાર કરતોજ હતો એટલામાં નવલે કડક સ્વરથી પૂછ્યુંઃ—"બોલ અલ્યા! તારી મહારાણી ક્યાં છે.?! બોલ બોલ ઝટ બોલ."

સિપાઇના હાથ પગ બાંધેલા હતા તોપણ તેણે તોરમાંજ જવાબ

આપ્યોઃ—" તમે મહારાણી સંબંધી પુછનાર કોણ છો ! તમારે શું કામ છે તમારે શી મતલબ છે ? "

પ્રતાપસિંહે ઉઠી જોરથી એક લાત મારી કહ્યું. કેમ સીધો સીધો જવાબ આપે છે કે કામ અને મતલબ કરવા જાય છે ? "

પાછુ પ્રહાર થતાં સીપાઇ નરમ થઇ ગયો. હાથ જોડી તે કહેવા લાગ્યોઃ—" કેટલાક દિવસથી મહારાણી ગુમ થઇ ગયાં છે. હજી તેમનો પત્તો નથી. આ શિવાય હું કાંઇ જાણતો નથી."

કાંઇ પણ ફળપ્રદ હકીકત આ સિપાઇ પાસે મળવા સંભવ ન લાગવાથી તેને ઝાડ સાથે બાંધી ત્રણે તે ન સાંભળે તેમ સહેજ દુર જઇ વાતો કરવા લાગ્યાઃ—

" હવે પત્તો મેળવતાં દહાડા લાગશે. માટે આપ લશ્કરમાં પાછા પધારો. હું શોધમાં જાઉં છું " પ્રતાપે કુમારને સંબોધતાં જણાવ્યું.

" હું લશ્કરમાં પત્તો મેળવ્યા વિના નહીં જાઉં " કુમારે હઠીલો ઉત્તર વાળ્યો.

" પણ તેમ ન થતાં તો ભારે ઉપાધિ આવી પડે. બ્રહ્મસિંહને ખબર પડતાં તે તુરત લડાઇ શરૂ કરે. ખડ્ગસિંહ મહારાજ આથી ગભરાય. વળી આપના પિતા પણ આ હકીકત સાંભળી બહુ દીલગીર થાય. " પ્રતાપે સમજાવ્યું.

" ગમે તેમ થાય. જો વિશ્વમોહિનીનો પતો ના લાગે તો પછી મારે દુનિયાની શું પરવા છે ? " કુમારે હઠ પકડી.

પ્રતાપે તેને ઘણોજ સમજાવ્યો કે આમ ધીરજ ના છોડવી. આથી તો અમે પણ નારાજ થઇ જતાં કાંઇ કરી શકીશું નહી ? વગેરે કહેતાં

કુમારે છેવટે જણાવ્યું:—" જાઓ કાલનો દિવસ હું તમારી સાથે રહીશ. ત્યાં સુધી પણ પત્તો નહીં લાગે તો હું લસ્કરમાં જઇશ. લસ્કર લેઇ અમલગઢ ઉપર ચઢીશ અને ત્યાં લડાઈ શરૂ કરીશ. તમે કુમારીની શોધમાં રહેજો "

પ્રતાપે આ વાતનો મરજી વિરૂદ્ધ પણ સ્વીકાર કર્યો.

કુમાર અને નવલસિંહને ત્યાંજ જંગલમાં રહેવા સૂચન કરી પ્રતાપે પેલા પકડેલા પહેરાવાળાનો વેશ લીધો અને અમલગઢ જવા નીકળ્યો. ઉતાવળે પગલે ચાલતો પ્રતાપ થોડીજ વારમાં અમલગઢના દરવાજે આવી પહોચ્યો. બીજા કંઇક સીપાઇઓ અત્યારે દરવાજે હતા. તેમાંના એકે પુછયું:—

" અરે રૂગનાથસિંહ ! પહેરો છોડી કયાં ગયા હતા ? અહીં ગડબડ થઇ ગઇ. મોતીલાલ બંકા પહેરો તપાસવા આવ્યા હતા. તે તમને ના જોઇ ઘણાજ ગુસ્સે થઇ ગયા. અમારા ઉપર પણ તમારા લીધે ક્રોધ કર્યો. તમારો પત્તો મેળવવાજ ગયા છે પણ હજુ સુધી પાછા નથી આવ્યા. "

" મારી તબીયત એકાએક બગડી આવી હાજત જણાઇ તેથી ખરચુ જવા મેદાનમાં ગયો. ત્યાં જરાવાર થઇ. હજી પણ પેટમાં ગડબડાટ થયે જાય છે. ભાઇ શું કરીએ, શરીર પછવાડે સંસાર. કોઇ ખુશી થાય કે ગુસ્સે થાય પણ કાંઈ હાજત રોકાય ? અરેરે પાછો ગડબડાટ થવા માંડયો. હમણાંજ હાજતે જઇ ફરી પાછો આવું છું." કહી નકલી રૂગનાથસિંહ ત્યાંથી ચાલી નીકળ્યો.

મોતીલાલબંકા આવ્યા હતા અને પહેરાવાળાની શોધમાં ગયા છે એ હકીકત પ્રતાપે જાણી. ત્યાં વધારે વાર રોકાવાથી બંકા પાછો આવી

પહોંચતાં પકડાઇ જવાય, આથી તુરત તે ત્યાંથી ખસ્યો અને એક ભીખારીનો વેશ લેઇ સડકની એક બાજુ બેસી ગયો. અડધો એક કલાક આ સ્થિતિમાં બેસતાં બંકાને પાછો ફરતો જોયો. પાછળ અહમદ એક ગાંસડી બાંધેલી લઈ ચાલતો હતો કૃષ્ણનાથસિંહ પહેરાવાળો પણ સાથે હતો. પહેરાવાળો ઝાડ સાથે બાંધેલો હતો અને કુમાર તથા નવલસિંહ ત્યાંજ હોવા છતાં પહેરાવાળાને આમ બંકાની સાથે આવતો જોઇને પ્રતાપસિંહ ભડકયો. કાંઇક નવાજુની થઇ એમ અનુમાન કર્યું. અહમદની પીઠ ઉપરની ગાંસડીમાં કાતો નવલસિંહ અગર કુમાર હોવા જોઇએ એમ તેણે વિચાર્યું. કારણ ત્યાં લડાઇ થયા શિવાય આ પહેરાવાળો છુટી ન શકે એ નક્કીજ હતું. તોપણ પ્રતાપે આ ક્ષણે કાંઇ પણ વિરોધન કરતાં મૌન ધારણ કરી જોવાગાંજ સંતોષ માન્યો.

બંકા તથા અહમદ ત્યાંથી જતાં તુરત પ્રતાપ ઉઠી જ્યાં નવલસિંહ અને કુમારને મુકીને આવેલો તે સ્થાને આવ્યો. પ્રતાપે અહીં એકલાજ નવલને જોયો. "ગુરૂજી! કુમાર દુસ્મનના હાથમાં સપડાયા." પ્રતાપને જોતાંજ નવલ શોકમિશ્રિત કર્કશ સ્વરથી બોલ્યો.

"ખરેખર આજકાલ દશા અવળી બેઠી લાગે છે. જ્યાં ત્યાં ઉંધાંજ પડે છે." કહેતાં પ્રતાપે નવલને કેમ બન્યું તે હકીકત પૂછી. નવલસિંહે જણાવ્યું:—

"તમે અમલગઢ તરફ વળ્યા અને અમે તો એક પત્થર ઉપર વાતો કરતાજ બેઠેલા રહ્યા. એટલામાં એક ન્હાનો પત્થર કોઇનો ફેંકેલો કુમારના પગ આગળ આવીને પડ્યો. અમે બન્ને આશ્ચર્ય પામ્યા. જે બાજુથી પત્થર આવ્યો તે તરફ જોવા લાગ્યા. વળી પાછો એક પત્થર આવ્યો પણ કોઇને વાગ્યો નહીં. મેં બુમ પાડી કે—કોણ છે જે આમ સંતાઇને પત્થર મારે છે. સ્હામે કેમ નથી આવતો. તેનો

જવાબ આવ્યો કે સિંહની બોલી બોલનારા પણ ખરી રીતે તો ગધેડા-ઓને તો દુરથીજ મરાત્ર આ ઉત્તર સાંભળતાં કુમાર ગુસ્સે થઇ ગયા. તરવારની મુઠ પર હાથ મુકતા ઉઠયા પણ મેં તેમને રોકયા. હું જે બાજુથી પત્થર અને અવાજ આવ્યાં તે તરફ દોડયો. એક પત્થર ફેંકતો માણસ જોવામાં આવ્યો એટલે હું જરા વધારે દોડી આગળ વધ્યો. ઝાડની ઘટાને લીધે તે કોણ હતો તે ઓળખાયું નહીં ! વળી તેણે એક પત્થર મારા તરફ ફેંકયો. ગુસ્સામાં અને આવેશમાં હું આગળ વધ્યો. આગળ પેલો માણસ અને પાછળ હું, તેણે ભમરડી ચકરડીમાં મને ફેરવ્યો. વન વૃક્ષ ઘટામાં તે અદ્રસ્ય થઇ ગયો.

પત્તો નાજ લાગ્યો. થાકી કંટાળી હું કુમાર પાસે આવ્યો. કુમારને ના દેખ્યા. પેલા ઝાડ સાથે બાંધેલા સીતાઇને તપાસતાં તે પણ ત્યાં નહોતો, મારો જીવ ઉડી ગયો. ત્યાંજ બેસી વીચારવા લાગ્યો કે—કયાં શોધું ? કયાં જાઉં ? શોધતાં શોધતાં દુર જઉં અને પ્રતાપસિંહ આવે તે અમને ન જુએ તો તેમની શી દશા થાય." આ વિચાર કરતો આટલા-માંજ શોધ કરતો હું બેઠો છું એટલામાં તમે આવ્યા.

પ્રતાપે સર્વ હકીકત સાંભળી એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. વિશ્વમોહિની અને મણીકાન્તા તો આફતમાં ફસાયાંજ હતા. તેમનો પત્તો લાગ્યો નહોતો એટલામાં વળી કુમાર દુશ્મનના હાથમાં સપડાયાથી એક નવી ઉપાધિ વધી.

પ્રતાપસિંહે અને નવલસિંહે બેસી કંઇક વાતચિત કરી બન્નેએ ત્યાંથી પ્રયાણ કર્યું.

•

---

# પ્રકરણ ૧૮ મું.

## ચમત્કારી ખંડેર.

માનવ મનમાં ચ્હાય, સુખ સંસારે સાધવા;
લખ્યું લલાટે થાય, અણધારી આફત નડે.

મધ્યાન્હના સમયે એક મંદ મંદ ગતિથી વહા કરતા નિર્ઝર કિનારે સુન્દર સાફ છાટ ઉપર બે ઉદાસિન ચહેરાયુકત સુંદરીઓ બેઠી છે. બન્નેની સાડી ફાટેલી મેલી છે. મુખ મ્લાન છે. શ્યામતા છવાઇ ગઇ છે. શિરના વાળ ગંદા છે. પગ ઉપર માટી ચઢી ગયેલી છે. ચહેરા બન્નેના ખુબસુરત હોવા છતાં ઉદાસિન અને નિસ્તેજ થઇ ગયેલ ભાસે છે. ચારે બાજુ નિર્જન પ્રદેશમય ભયાનક જંગલ છે. જંગલી જાનવરોનો ભયપ્રદ અવાજ, તેમાં વળી સુસવાટા ભેર વાતો પવન, તેનાથી થતો વૃક્ષ પલ્લવોનો ઘણઘણાટ આ જંગલને વિશેષ ભયંકર બનાવે છે.

નિર્ઝરની સ્હામી બાજુ એક હિંસક દીપડો પાણી પીવા ઉતર્યો. બન્ને સુંદરીઓએ તેને જોયો. ઇશ્વરેચ્છાથી દીપડાના જોવામાં તે સુંદરીઓ ના આવી. કારણ વચ્ચે એક મ્હોટું વૃક્ષ આડે આવેલું હતું.

તો પણ આ સુંદરીઓને તે ઘાતક પશુનો સ્વાભાવિક ડર લાગ્યો.

એ પૈકી એક વિશેષ નાજુક બદન વાળી હતી તે ધીમેથી બોલીઃ—"બ્હેના જોજે તે આ પાર ના આવે."

"ના બહેન! તે આ પાર નહીં આવે અને કદાપિ આવવાનો ઇરાદો પણ કરશે તો આ તીરથી તેને પાર કરતાં શી વાર છે? નાળામાંના સીપાઇઓને મારી તીર તો આપણે લીધાં છે. વળી આપણે બન્ને તેને કેમ વાપરવાં તે જાણીએ છીએ. તો પછી બ્હીવું શું કામ? ચ્યો તૈયાર થાઓ. એક તીર તમે ચઢાવો. એક હું ચઢાવું છું."

બન્નેએ તીર ચઢાવ્યાં પણ તેનો ઉપયોગ કરવો ન પડ્યો, દીપડો પાણી પી ઉપલાણે ચાલ્યો ગયો અને થોડીજ વારમાં અદૃશ્ય થયો.

બન્ને સખીઓ હવે નિર્ભયતાથી વાતો કરવા લાગી.

"કેમ મણીકાન્તા! કાંઈ સમજાય છે કે આપણે ક્યાં છીએ? આ કયું જંગલ અને નવીનદુર્ગનો રસ્તો ક્યાં હશે?!"

"કુમારી બા! કાંઇ મને ખબર પડતી નથી. નાસી છુટવાની ધુનમાં આપણે કયો માર્ગ લીધો તેનું ભાનજ નથી રહ્યું. નવીનદુર્ગ કઇ બાજુ? અમલગઢ ક્યાં રહ્યું? વિજયગઢનો રસ્તો ક્યાં? વગેરે કાંઈ ખબર નથી. તમારી સાથે મહેલમાંજ રહેવાથી મેં તો માત્ર નવીનદુર્ગ અને વિજયગઢનો રસ્તો જોયો છે. આ બાજુ કોઇવાર આવેલી નથી. હા. અમલગઢથી સીધો નવીનદુર્ગનો રસ્તો મને ખબર હતો; પણ તે રસ્તે દુસ્મનનું લસ્કર પડેલું એટલે તે બાજુ ન જતાં જંગલમાંજ આપણે આગળ વધ્યાં છીએ. હવે તો જેમ પ્રભુની મરજી હશે તેમ થશે. તેજ કંઇનો કંઇ રસ્તો બતાવશે. મારી પાસે થોડાક ફળ છે તે ખાઇ પાણી પી લો. જે બનવાનું હશે તે બનશે."

"એ સંઘરેલાં ફળને કોઇ બીજા વખત માટે રહેવા દો. કોણ જા-

ણે શું એ પ્રારબ્ધમાં લખ્યું હશે. આ જંગલ ઘણુંજ વિકટ અને મ્હોટું જણાય છે. ફળો પણ ઉગેલાં લાગે છે. જંગલી ફળો સારાં તો નહીં લાગે પણ સમય બારીક છે તેથી તેજ ખાઇ ચલાવીશું.”

“ જેવી તમારી મરજી. ”

મણીકાન્તા અને વિશ્વમોહિનીકુમારી બન્ને ત્યાંથી ઉઠયાં. નિર્ઝરને કિનારે કિનારે આગળ વધતાં હતાં. મધ્યાન્હ પછી એ ત્રણુનો અમલ થયો હતો તે વખતે બન્ને એક પુરાણા જેવા જણાતા એક ખંડેર મકાન આગળ આવી પહોંચ્યાં. ખંડેર જોતાં જાણે કોઇ રાજાએ બંધાવેલું પરંતુ જીર્ણ થઇ ગયેલું જણાયું.

“ કુમારીબા ! આ ખંડેરના દરવાજા આગળ તમે જરી વિશ્રાંતિ લ્યો. હું આટલામાંથી કાંઇ સારાં પાકાં ફળ તોડી લાવું અને પછી અહીં બેસી નિરાંતે ખાઇએ. પછી આ મકાન કેવું છે તે જોઇએ. જ્યાં સુધી નવીનદુર્ગના માર્ગનો પત્તો ન મળે ત્યાં સુધી આ ખંડેરમાં રહેવું આપણુંને ઠીક પડશે. અહીં નિર્ભયતાથી દિવસો ગુજારાશે. એવામાં કોઇ વટેમાર્ગુ જતો આવતો જણાશે અને નવીનદુર્ગનો માર્ગ બતાવશે તો જઇશું. ” મણીકાન્તાએ જણાવ્યું.

કુમારીને આ વાત પસંદ આવી. મણીકાન્તા ફળ લેવા ગઇ. વિશ્વમોહિની ત્યાં એકલીજ બેઠી.

મણીકાન્તા ફળ લેઇ પાછી આવે તે દરમિયાનમાં વિશ્વમોહિનીને ત્યાં એકલાં બેસી રહેવાને બદલે આ ખંડેર જોવાનો વિચાર થયો. તે ઉઠી અને ખંડેરમાં પેઠી. ખંડેર ઘણુંજ જુનું લાગતું હતું, છતાં તેનો દરવાજો ઘણોજ મજબુત હતો. તેને કમાડ નહોતાં. તેને પ્રથમ લોઢાનાં કે લાકડાનાં કમાડ તો હશેજ એમ દરવાજો જોતાંજ કુમારીને જણાયું

રાજકુમારી નિર્ભયતાથી આગળ વધી. એક ઘણુંજ ભવ્ય ચોરસ મકાન લાગ્યું. વચલી ઇમારત તુટેલી હોવા છતાં તેની ચારે બાજુના સ્તંભ ઘણાજ મજબુત હતા. આગળ વધતાં તે એક ઓરડામાં આવી. ઓરડાની છત તુટી ગયેલી હતી. અહીં તહીં ઈંટ અને પત્થરોના ટુકડા પડ્યા હતા. ધીમે ધીમે ગોઠવીને પગ મુકી કુમારી આગળ ચાલી. એક મ્હોટું મેદાન જણાવા લાગ્યું. રાજકન્યા તે નિહાળવા લાગી તેને જણાયું કે તે સ્થાને પ્રથમ વિશાળ બાગ હશે. આરસ પહાણની બનેલી કયારીઓ ઠેકાણે ઠેકાણે નજરે પડતી હતી. પાણીના છંટકાવ અર્થે કરેલી ન્હાની ન્હાની મોરીઓ જુદા જુદા ફુવારાઓ જીર્ણ થયેલા જણાયા.

મેદાનમાં વચ્ચો વચ્ચ પત્થરનું બનાવેલું એક મ્હોટું ગરૂડપક્ષી બનાવી બેસાડેલું કુમારીએ જોયું. કુમારી જોવા નજીક ગઇ, તેને જોઇ તેને બનાવનારની કારીગીરીનાં વખાણ કરવા લાગી.

ગરૂડપક્ષી સફેદ આરસ પહાણનું બનાવેલું હતું. કમર બરોબર ઉંચા તથા એક મ્હોટા કાળા પત્થરના ચોતરા ઉપર તેને બેસાડેલું હતું. તેના પગ જણાતા નહોતા. જાણે પગ પેટમાં પેસાડી દઇ, પેટ જમીનને અડાડીને તે બેઠું હોય તેમ દેખાતું હતું. તેનું પેટ લગભગ પદર હાથના ઘેરાવાવાળું હતું. તેની ચાંચ પણ તેજ પ્રમાણમાં લાંબી તથા એવી કારીગરીથી બનાવી હતી કે કુમારી તેનાં વારંવાર વખાણ કરવા લાગી.

જરા વધારે પાસે જઈ ગરૂડને જોવાનું મન થયું. તે નજીક ગઈ. ગરૂડે પોતાનું ચાંચ રૂપ મ્હોં ઉઘાડ્યું. વિશ્વમોહિની ગભરાઇ. આ શુ ચમત્કાર એમ બોલતી તે સ્હેજ ભય પણ પામી. પક્ષીની સ્હામે હતી તે બાજુપર ખસી ગઇ. પક્ષીએ હવે પોતાની પાંખો પહોળી કરવા માંડી.

ભૂત પ્રેત વગેરે કોઈ ચીજ છેજ નહીં, જાદુ મંત્ર વગેરે સહુ ખેલ છે. સર્વ રંગવિદ્યાના પ્રપંચથી બને છે. એમ રાજકુમારી માનતી હોવાથી

તે બહુ ના બ્હીની. આજ જગાએ કોઈ બીજી નાજુક સ્ત્રી હોત તો તત્કાળ મરણને શરણ થાત. રાજકુમારી ગરૂડ પક્ષીને પાંખ પ્રસારતાં જોઇ તેની પાછલી બાજુ ગઇ. પાછલી બાજુ રહેલા પત્થર ઉપર જેવો કુમારીએ પગ મુક્યો કે ગરૂડ હાલી ઉઠ્યું. એકદમ ઘુમ્યું, પાછું ફર્યું અને પોતાની પહોળી કરેલી ચાંચમાં રાજકુમારી લેઇ લેઇ ચાંચ બીડી દઇ પાછું ઘુમી હતું તેમ થઈ ગયું; પાંખો હતી તેમ સંકોરી લીધી. રાજકુમારી અદ્દશ્ય થઇ ગઇ. જાણે કાંઇ બન્યું નથી એવો દેખાવ થઇ રહ્યો.

મણીકાન્તા ફુલની ઝોળી ભરી લઇ ખંડેરને દરવાજે આવી પહોંચી. રાજકન્યાને તેણે ત્યાં ન જોઇ. આમતેમ ચારે બાજુ દ્દષ્ટિ ફેરવી. ખંડેરમાંજ રાજકન્યા ગઇ હશે. એમ અનુમાન કરીને ખંડેરમાં જવા તૈયાર થઇ.

રાજકન્યા તો નિર્ભયતાથી ખંડેરમાં ગઈ હતી. પણ મણીકાન્તા તો ધીમી ધીમી ચારે તરફ પોતાની નજર ફેરવતી એકએક ચીજ માટે તપાસ કરતી કરતી આગળ વધી.

પ્રવેશતાંજ બે બાજુએ ઓરડા જોયા. તુટેલી છત અને પડેલી ઇંટ અને પત્થરો જોયાં ભીંતની તસ્વીરો તપાસી. તમામ તસ્વીરો જાણે તાજી અને તુરતની ચિતરેલી લાગતી હતી. અજાયબીની વાત એ હતી કે એક પણ તસ્વીર આખી નહોતી. કોઇને માથું નહીં તો કોઇને પગ નહીં. કોઇનો હાથ અડધો કપાયલો તો કોઈનું અડધું ધડજ નહીં. દરેક તસવીર ભયંકર જણાતી હતી.

સર્વ જોતી જોતી મણીકાન્તા ગરૂડવાળા મેદાનમાં પહોંચી.

બીજું જોવાનું છોડી મણીકાન્તા પ્રથમ તે ગરૂડને જોવા સપાટાબંધ ચાલી. ગરૂડે મ્હોં ઉઘાડ્યું. મણીકાન્તા ચકિત થઇ અને ઝટ પાછી હઠી. પક્ષીએ મ્હોં બંધ કર્યું. હવે શું કરવું તેનો તે વિચાર કરવા લાગી.

" ખરેખર રંગવિદ્યાનો પૂર્ણ ચમત્કાર અહીં છે. આ ભેદનો પત્તો મેળવવોજ જોઇએ. વળી પ્રથમ તો રાજકુમારીની શોધ કરવી જોઇએ. આ ખંડેર કોઇ ચમત્કારપૂર્ણ છે. વખતે એમ ના બન્યુ હોય કે રાજકુમારી અહીંજ ફસાઇ ગઈ હોય ! " આમ વિચારતી મણીકાન્તા બીજી બાજુ ફરવા લાગી.

ચારે બાજુ મકાનોની હાર આવી રહેલી હતી. કોઇ ઓરડાઓ જુના ભાગ્યા તુટયા તો કોઈ સારી સ્થિતિમાં હતા. એક બાજુથી જોવાનું શરૂ કર્યું. પ્રથમ તે એક ઓરડામાં પેઠી. આ ઓરડાની લંબાઈ પહોળાઇ લગભગ ૧૦૦ ગજની હતી. તેની છત વચમાં વચમાં તુટેલી હતી. વચ્ચો વચ્ચ એક માટીનો અને એક ચુનાનો ઢગલો પડયો હતો. અહીં તહીં હાડકાં પડેલાં હતાં. ચાર બાજુ જાળાં બકુઆં બાઝેલાં હતાં. માટીના ઢગલામાંથી ન્હાના ન્હાના પીપળના છોડ ઉગી નીકળ્યા હતા. આ ઓરડામાં એક બાજુ બીજી ન્હાની ઓરડી હતી. તે ઓરડીમાં જતાં ત્યાં એક કુવો જણાયો અંદર અંધારૂં લાગ્યું.

આ ઓરડી જાણે વાળી ઝુંડી કોઇએ સાફ રાખી હોય એમ મણીકાન્તાને જણાયું. કુવો પણ સાફ કરેલો હોય એમ તેને લાગ્યું. પુરાણા કુવામાં ઝાડોનાં મૂળ વગેરે બાઝયાં હોય પણ તેવું અહીં નહોતું. નહીં સમજાય તેવો કંઇ અવાજ કુવામાંથી આવતો સંભળાયો. આથી કુવામાં શું હશે તે જોવાનો તેને વિચાર થયો.

પત્તો મેળવવા પોતાની ઝોળામાંથી મણીકાન્તાએ કપુર કાઢયું. તેના કેટલાક કડકા કર્યા. તેને સળગાવીને તેણે કુવામાં ફેંકયા. બળતા કપુરના કડકાએ કુવામાં પુરતો પ્રકાશ કર્યો. મણીકાન્તાએ જોયું તો કુવો અંદરથી ઘણોજ મ્હોટો, સ્વચ્છ અને પાણી વગરનો હતો. પાણીની જગાએ એક બીછાનું પાથરેલું હતું. તેની ઉપર એક બુઢ્ઢો આદમી બેઠેલો હતો. બુઢ્ઢાની

લાંબી લટકતી દાઢી દેખાઇ. ગરદન નીચી હતી તેથી ચહેરો ન જણાયો. સ્હામે એક બાજઠ પડ્યો હતો. તેના ઉપર રંગ બિરંગી ફુલો પડ્યાં હતાં.

મણીકાન્તા આ જોઇ ભયથી કંપી. ફરી મનને સાવધ કરી કુવા ઉપર બેસી વિચાર કરવા લાગી. અક્કલે કામ ન કર્યું. એટલામાં કપુરના કડકા બળી રહ્યા અને કુવામાં ફરીથી અંધારૂં થયું.

આ કુવાવાળી ઓરડીમાંથી એક બીજા ઓરડામાં જવાનો રસ્તો હતો. મણીકાન્તા આ રસ્તેથી બીજા ઓરડામાં પ્રવેશી. આ ઓરડો વિશેષ વિચિત્ર અને ભયંકર હતો. હાડકાં અને ગંદકીનો તો પારજ નહોતો. ગ-ધાડાનું હોય કે ટટ્ટુનું પણ એક હાડપિંજર વચમાંજ પડ્યું હતું. તેની બાજુએ થઇને મણીકાન્તા ઓરડાના મધ્ય ભાગમાં આવી. એક આરસ પહાણનો બે માણસ ઉંચો ચોતરો બનેલો જણાયો. ચોતરા ઉપર ચઢવા સુંદર નીસરણી પત્થરનાં નવ પગથીઆંની બનાવેલી હતી. ચોતરો ઉંચો હતો એટલે મુખ્ય તો ન જણાયું તોપણ એક મનુષ્ય આકૃતિ હાથમાં જાણે પુસ્તક ધારણ કરી વાંચતી બેઠેલી હોય એમ ભાસ પડ્યું. ચોતરા ઉપર ચઢવું કે ન ચઢવું તેનો વિચાર થયો. ચઢતાં વળી કંઇ ફસાવું તો નહીં પડે એમ સ્વાભાવિક સ્ફુરણું થયું. તોપણ તેણે હિમ્મતથી પગથીઆ ઉપર પગ મુકી શું થાય છે તે જોવાનું સાહસ કર્યું. જેવો મણીકાન્તાએ પગ પહેલા પગથીઆ ઉપર મુક્યો કે તુરતજ એક અવાજ થયો. જાણે પેટીનું ઢાંકણું ઉઘડે તેમ પગથીઆનો પત્થર ઉંચો થયો. મણીકાન્તાના પગને જોરમાં નીચે ફેંક્યો. આંચકાથી તે એકદમ જમીનપર પડી, પણ સદ્ભાગ્યે ઇજા ન થઇ. સંભાળીને ઉભી થઇ. સીડીનું પગથીઉં હતું તેમ પાછું થઇ ગયું.

જીર્ણ જેવું જણાતું આ ખંડેર અજબ ચમત્કારથી પૂર્ણ અને કોઇ મહા રંગીની કારિગરી અને ચાલાકીના પરિણામે તૈયાર થયેલું હોય એમ

મણીકાન્તાને લાગ્યું આ મકાનમાં સહેલ કરવાનું કામ ધારવા પ્રમાણે સુલભ નહોતું. જરા પણ સંભાળમાં ચૂક થતાંજ જીવ જોખમમાં આવી પડે તેવું હોવા છતાં—" હવે મને શું ભય છે ? પ્રાણથી પણ અધિક વ્હાલી વિશ્વમોહિની જો આ મકાનમાં ક્યાંઈ ફસાઈ છે અને તેનો પત્તો મેળવવો છે તો પછી પ્રાણ જાય તો ભલે પણ કુમારી શિવાય આ મકાનમાંથી બહાર ન નીકળવું " એમ બબડતી મણીકાન્તાએ સીડીનાં તમામ પગથીઆં પત્થર મૂકી મૂકીને અજમાવ્યાં. પત્થરને દરેક પગથીએ અવાજ સાથે ઉછાળ્યો. ચબુતરામાં શું ચમત્કાર છે તે જોવાની આથી મણીકાન્તાને વિશેષ જીજ્ઞાસા ઉત્પન્ન થઈ. પગથીઆંથી ચબુતરા ઉપર ચઢવાને બદલે તેણે ત્યાં પડેલા ઇંટો અને પત્થરા ચોતરા નજીક લાવી ગોઠવ્યા અને તેના ઉપર ચઢીને ચોતરાના માણસને તપાસવા લાગી.

લગભગ ૩ વર્ષની ઉંમરના પુરૂષની આકૃતિ—એ હાથમાં એક પુસ્તક લઇ વાંચતી બેઠેલી જણાઇ. ઝીણી તપાસ કરતાં આ આકૃતિ કૃત્રિમ લાગી. એક ન્હાની કાંકરી લઇ મણીકાન્તાએ તે મનુષ્યાકૃતિના મ્હોં ઉપર મુકી. આકૃતિએ અજબ કામ કર્યું. હાથને ઉંચો કરી કાંકરી ખસેડી પાછો હતો તેમ ઠેકાણે થઈ ગયો. ફરી એક કાંકરો પગ ઉપર મૂકયો. પગ હાલ્યો અને કાંકરો નીચે પડયો. મણીકાન્તા નિડર અને ચાલાક હોવા છતાં ભયગ્રસ્ત થઇ અને ત્યાં વધારે વાર ના થોભતાં બીજા ઓરડામાં જઇ ત્યાં જોવા લાગી. આ ઓરડાની વચ્ચો વચ્ચ ભોંયરૂં અને તેમાં નીચે ઉતરવા પગથીઆં બનેલાં જોયાં. ભોંયરાનાં દ્વાર હતાં પણ તે આ વખતે ખુલ્લાં હતાં.

ભોંયરામાં ઉતરવું કે કેમ તેનો તેને વિચાર થયો. નીચે ઉતરતાં જો બારણાં બંધ થઇ જાય તો પછી અંદર જીવન પુરૂ કરવાનો પ્રસંગ આવે તેથી પ્રથમ બારણાંને અજમાવવાનો તેણે વિચાર કર્યો. કાંઇ ચીજ અંદર ફેંકી બારણાં બંધ થાય છે કે કેમ તે જોવાનું તેણે ધાર્યું. પણ વળી વિ-

ચાર થયો કે તેમ કરવાથી જો બારણાં બંધ થઇ જશે તો પછી અંદર જઇ શું છે તે જોવાનો પ્રસંગ નહીં મળે. અંદર જવાય અને બારણાં બંધ ના થાય એવી યુક્તિ શોધવા લાગી. પ્રથમ બારણાં તોડી નાંખવાનો વિચાર કર્યો પણ તેમાં તે ફાવે તેમ ન લાગ્યું. બારણાં મજબુત અને લોઢાનાં હતાં.

મણીકાન્તાની કમરે એક મજબુત લાંબો કમર પટો હતો. તેને બે વડો કરી કમાડ સાથે બાંધ્યો અને તેનો બીજો છેડો સ્હામે એક ખીંટી સાથે બાંધ્યો. પછી એક પત્થરને પગથીઆં ઉપર ગબડાવ્યો. પત્થર ગબડતાંજ એક અવાજ થઇ જાણે સુસવાટા ભેર પવન વાતો હોય તેમ હવા નીકળવા લાગી. બારણું એક બંધ થઇ ગયું. બીજું બારણું મજબુત બંધાયલું તેથી ખેંચાવા તો લાગ્યું પણ બંધ થઇ ન શકયું. મણીકાન્તા હવે અંદર શું છે તે તપાસવા એ ધડક નીચે ઉતરી.

નીચે ઉતરતાં એક લાંબી—પહોળી ઓરડીમાં ઉતરવાનું હોય એમ જણાયું. ઓરડીમાં ઉતરતા પહેલાં સાડાના બાંય નળીઆના પગથીઆ આગળ બારણા જેવું ચોકઠું હતું. મણીકાન્તાએ તપાસ કરી તો ચોકઠું ચારે બાજુ પત્થરનું બનાવેલું હતું અને તેને બારણાં છેજ નહીં એવી ખાત્રી થઇ. ઓરડીમાં તે નિર્ભયતાથી ઉતરી. પણ જેવી ઓરડીમાં ઉતરીકે તુરતજ પત્થરના ચોકઠાની ઉપરની બાજુનો પત્થર એક અવાજની સાથે નીચે ઉતરી પડયો. ચોકઠાની જગાએ જાણે ભીંત હોય એમ થઇ ગયું. ઓરડામાં અંધારૂં ઘોર હતું પાછા જવાનો માર્ગ બંધ થઇ ગયો અને મણીકાન્તા અંધારામાંજ ફાંફાં મારવા લાગી.

થઇ રહ્યું. વિશ્વમોહિનીને ગરૂડપક્ષીએ પોતાની ચાંચમાં ચપડાવી તો મણીકાન્તાને આ અંધકાર પૂર્ણ ભોંયરાએ સપડાવી.

બન્ને આ ચમત્કાર પૂર્ણ ખંડેરમાંજ જુદી જુદી રીતે સપડાયાં.

---

# પ્રકરણ ૧૯ મું.

## રંગી રોળાયા.

નહીં નીતિનું નામ, ગુણીનો જ્યાં આદર નહીં;
રહેવું ગણે હરામ, સુજ્ઞ જનો તે સ્થાનમાં.

અમલગઢના કિલ્લાની અંદર મહારાજા બ્રહ્મસિંહના ઇન્દ્રમહેલમાં એક ઘણીજ મજબુત તુરંગરૂપ ઓરડી હતી. તેનાં કમાડ લોઢાનાં હતાં. આ ઓરડીમાં હાથે પગે બેડી નાંખેલા, ઉદાસ ચહેરાથી કુમાર વિજયસિંહ બેઠા હતા. પહેરાદાર તરીકે ઓરડીની બહાર, હાથમાં ચળકતા છરા સાથે, કમરબંધી કેટલીક સ્ત્રીઓ જ પહેરો ભરી રહી હતી.

કુમાર મનમાં જ બબડતા હતાઃ—"અરેરે રાજકન્યાનો પત્તો લાગ્યો તોપણ તે નકામોજ ગયો. પ્રથમ તો એમજ લાગેલું કે બ્રહ્મસિંહ તેને ઉડાવી લેઇ ગયેલો; પણ હવે શું ધરાય ! ! અરેરે મોહિની ! વિશ્વમોહિની ! તું ક્યાં છે ? ! તારી જુદાઇ મારાથી સહન થઇ શક્તી નથી. જેટલું દુઃખ તારી જુદાઇ મને આપે છે, તેટલું દુઃખ આ હાથપગની બેડી અને આ કેદ નથી આપતાં. જો મને માત્ર તારી ભાળ મળે—અરે માત્ર મારા સાંભળવામાં આવે કે તું જીવતી છે, તું સહીસલામત છે, તું ત્હારા માતપિતા પાસે પહોંચી ગઈ છે; તો બસ, પછી આ તુરંગમાં ભુખ્યા તરસ્યા મરવામાં હું

આનંદ પામીશ; પરંતુ જ્યાં સુધી તારો પત્તો મને નથી લાગ્યો ત્યાં સુધી આ જીવન મને દુઃસહ લાગે છે. અરેરે તારી શું દશા હશે. હું તને ક્યાં શોધું ! ! હે હાથકડીઓ અને બેડીઓ ! તમે મને દાઝયાઉપર ડામરૂપ છો. ઘા ઉપર નિમક રૂપ છો. અરે જો હું આ વખતે જંગલમાં વને વન વિશ્વમોહિનીની શોધમાં ભટકતો હોત, પગમાં કાંટા ભોંકાતા હોત, શોણિતધારા ચાલતી હોત, ભૂખ તરસના ભાનવિના તે રાજકન્યાની શોધમાં વિચરતો હોત, તો તેવે વખતે હે પ્રભુ ! હે ઇશ્વર ! હું હિમ્મતવાળો તેમજ સત્ય-શુદ્ધ પ્રેમી છું કે નહીં તે સમજાત; પણ તેં તો મને પ્રથમથીજ હાથે પગે બેડી નાંખી. જેને જીવન આપી આટલું સુખ આપ્યું તેને આમ ભર દરિયામાં ઢોળાપાડવાનું શું કારણ ? ! ત્રાહિ ! ત્રાહિ! ”

વિજયસિંહની આંખમાંથી આંસુની ધારા અખંડિત વહેતી હતી. લાંબા લાંબા નિસાસા તે નાંખી રહ્યા હતા. મધ્યરાત્રિ ક્યારનીએ વીતી ગઇ હતી, એવામાં સ્હામેજ આવેલા દિવાનખાના તરફ કુમારની આંખ્યો ખેંચાઇ. આ દિવાનખાનામાં પ્રથમ આછું અજવાળું હતું, પણ જાણે ત્યાં કાંઇ નાચ રંગ થવાનો હોય અગર કોઇ મીજલસ મળવાની હોય તેમ તયારીઓ થતી જણાઇ. થોડીજ ક્ષણમાં સૂર્યસમાન પ્રકાશથી આ દિવાનખાનું ઝળહળવા લાગ્યું. દિવાનખાનામાં વચ્ચો વચ્ચ એક ઘણીજ કિમતી જરિયાનની ગાદી બીછાવેલી હતી. ત્યાં દાસીઓ જાણે કોઇના આગમનની રાહ જોતી હોય તેમ બારણા તરફ નજર કરતી ઉભેલી કુમારને જણાઈ.

શોકસાગરમાં લીન થયેલા વિજયકુમારનું ધ્યાન આવા અતિ સંકટના પ્રસંગે પણ ખેંચાયા વિના ન રહ્યું. આ સ્થાને કોઇ પણ પુરૂષનો છાયો પણ જણાતો નહોતો, તેવા સ્થાનમાં પોતાને કેદ કરવાનું શું કારણ ? તેનો વિચાર તે કરતોજ રહ્યો.

---

થોડીજ ક્ષણમાં હેમસિંહ મહારાજા એક ઈન્દ્રરાય સરખા વૈભવી ઠાઠમાં ત્યાં આવતા જણાયા. કુમાર આ જોતાંજ મહા આશ્ચર્યમાં ડુબ્યા, તેમની સ્થિતિ ચિત્રવિચિત્ર બની અને એકી ટસે તે જોવા લાગ્યા.

વિશ્વમોહિની અને મણીકાન્તા પણ સાથે સાથે એક બીજાના હાથ ઝાલી ધીમે ધીમે ચાલતાં દિવાનખાનામાં પેસી, મહારાજાની જમણી બાજુ વિશ્વમોહિની અને ડાબી બાજુ મણીકાન્તા એક વચ્ચોવચ બીછાવેલી ગાદી ઉપર બેસી ગયાં.

વિશ્વમોહિની ખરેખર આજે અત્યંત મોહક જણાતી હતી. કુમાર અને તેની મૈત્રિ બાલપણથી હોવા છતાં પૂર્વે આજના જેટલી સ્વરૂપવાન અને હાવભાવયુક્ત કુમારને તે નહોતી લાગી.

આ દેખાવ જોતાંજ કુમારની આંખ્યોમાં ખૂન ઉભરાયું. આ એકાએક શું થઇ ગયું તેનો તે વિચાર કરવા લાગ્યા.

"વિશ્વમોહિની પ્રસન્ન મુખમુદ્રાથી સર્વ હાવભાવ યુક્ત પોતાના દુશ્મન હેમસિંહને રીઝવે છે ? એ શું ? ! શું મારી પ્રીતિ એકદમ જતી રહી ? શું તેણે સાથે માબાપને વિસાર્યાં ! નીતિ રીતિ પણ ખોઈ ? અને વળી આ સર્વ મારાજ સ્હામે ? શું એને એમ ખબર હશે કે મને સ્હામેજ કોટડીમાં કેદી તરીકે પુર્યો છે ! હા ! તે જરૂર જાણતીજ હશે. તે મારા તરફ તીરછી નજરે જોતી મારૂં હાસ્ય કરતી મ્હોં મરોડતી જણાય છે. અરે વળી સાથે પેલી મણીકાન્તાને પણ શું થઇ ગયું ? પ્રતાપને પ્રાણ અર્પણ કરવા તૈયાર થએલી તે હેમસિંહની પ્રિયા થઇ બેઠી છે. જ્યારે પ્રતાપને હેમસિંહના પાસેથી છોડાવી લેઇ ગઈ ત્યારે તે પ્રીતિમાં ન પડી તો આજે આમ પ્રીતિપાત્ર થઇ તેની સેવ્યરૂપ રાજકન્યાની બરોબરી કરી બેઠી છે એ શું ? ! ખરેખર ખરૂંજ છે કે સ્ત્રી-

ઓનું કંઈજ ઠેકાણું નહીં, તે વિશ્વાસપાત્ર હોઇ શકેજ નહીં ! તેમનો વિશ્વાસ કરવામાં મોટી ભુલ છે. અરે શું મારૂં પ્રારબ્ધ કે મારે આવા વિશ્વાસઘાતી પ્રીતિપાત્રસાથે પ્રીતી બાંધવાનો પ્રસંગ આવેલો ! અરે આ ઉત્તમ કુળવાન રાજકન્યાએ આ અણુછાજતું શું કર્યું ?! હવે મારૂં જીવન વૃથા છે ! તો ત્યારે શું મારે આ દુષ્ટ વિશ્વમોહિની અને મણીકાન્તાને આ વ્હેમસિંહના સુખ માટે જીવતાં રાખવાં ?

ના. તે કદિ નહીં બને. વીરપુરૂષે સ્ત્રી ઉપર હાથ ઉઠાવવો નહીં એવી શાસ્ત્રની મર્યાદા છે. પણ હવે હું વીર નથી. આથી મારે મારી વીરતા બતાવવી નથી. મારે હવે દુનિયાને મ્હોં બતાવવુંજ નથી, તેથી શાસ્ત્રમર્યાદામાં રહેવાનું શું કારણ ?! બસ એજ કે આ બન્ને કૃત્યાઓનું કાશળ કાઢી મારે પણ મારા પ્રાણનું બલિદાન દેવું. એજ. પ્રતાપ પણ તેમજ કરશે. બસ. અહીંજ પૂર્ણાહુતિ ! "

મહારાજા વ્હેમસિંહે આ ક્ષણે વિશ્વમોહિનીના ગળામાં હાથ નાંખ્યો. કુમારથી સહન ન કરી શકાયું. ક્ષત્રિય વીરની હૃદય સરિતાનું પરાક્રમ પૂર ઉભરાયું. એકજ ઝટકામાં બેડી તોડી નાંખી. કમાડને લાત મારતાંજ ઘણુંજ મજબુત લોહદ્વાર પણ અવાજ કરતાં હેઠે પડયાં. એક ક્ષણમાં તે વ્હેમસિંહના સ્હામે જઇ પહોચ્યો. પાસે ત્યાંજ પડેલી તલવાર તેણે ઉઠાવી ખેંચીને એવો ઝટકો માર્યો કે વિશ્વમોહિનીનું મસ્તક ઉડાડી દીધું. મહારાજા વ્હેમસિંહ ઉઠવા જાય છે, એવામાં મણીકાન્તાના પણ બે કકડા કર્યા. વ્હેમસિંહપર ઘા ન કર્યો.

વ્હેમસિંહ મહારાજા માંડ માંડ ઉભા થઇ શકયા. કુમારના આ અજબ પરાક્રમ અને સાહસને જોતાં દિંગમૂઢ બન્યા. એક શબ્દ પણ બોલી ન શકયા. આભા બની જઇ કુમારના મ્હોં સ્હામુંજ જોઇ રહ્યા.

ખુનથી ખરડાયલી નાગી તલવાર સાથે કુમાર વિજયસિંહ બીજું

કાંઇ પણ સાહસ કરે તે પહેલાં તો એકાએક ત્યાં પ્રતાપસિંહ અને નવલસિંહ ધસમસ્યા આવી પહોચ્યા.

" શાબાશ ! ધન્ય છે ? " પ્રતાપે અવાજ કર્યો.

નવલસિંહે વ્હેમસિંહના ગળામાં એક ગળેબંધ નાંખી એક ઝટકે ખેંચ્યો. રાજા તો પ્રથમથીજ બચબુક બની ગયો હતો. તે નીચે પડ્યો. તેને ઝટ ગાંસડીમાં બાંધી નવલસિંહે પોતાની પીઠ ઉપર ઉચકયો.

" આપની હાલત કેવી છે તે હું સારી રીતે જાણું છું. હાલ વધારે વાર્તાનો પ્રસંગ નથી. મારી પાછળ પાછળ આવો. " પ્રતાપે કુમારને જણાવ્યું.

આ સ્થાને દાસિઓ શિવાય અન્ય કોઇ નહોતું. આ ખૂની મામલો જોતાંજ સર્વ સ્ત્રીઓ ગભરાઇ હતી. એક શબ્દ પણ કોઇ બોલી શકી નહીં.

પ્રતાપસિંહ, નવલસિંહ અને કુમાર રાજા વ્હેમસિંહને લેઇ બેધડક ચાલી નીકળી સ્હવાર થતાં થતાંમાં તેઓ એક ઘણાજ ઘીચ નિર્જન વનમાં આવી પહોચ્યા.

નવલસિંહે પ્રતાપસિંહના કહેવા મુજબ એક જગા પસંદ કરી ત્યાં વ્હેમસિંહરાજાની ગાંસડી ઉતારી મૂકી. પ્રતાપે પોતાની ચાદર પાથરી કુમારને તેના ઉપર બેસવા કહેતાં કુમાર ઉભાજ રહ્યા. તેમની આંખો ફાટેલી હતી. ન તે બેઠા, ન તે કાંઇ બોલ્યા. પૂતળાની માફક જમીન ના સ્હામું જોતાજ ઉભા.

કુમારની આ સ્થિતિ જોતાં પ્રતાપ અને નવલસિંહ બન્ને ગભરાયા. કુમારની જીંદગી તેમણે જોખમમાં જોઈ. સ્થિતિ વિચિત્ર બની હતી. ચહેરા

ઉપરથી તેજી ઉડી ગઈ હતી. શરીરની શુદ્ધિ જણાતી નહોતી. આંખ્યની પુતળી જમીન જોતી હતી. મેષોન્મેષ સ્થિર રહી આમતેમ હાલતાં ચાલતાં બંધ પડી ગયાં હતાં.

અરે આ શું ! ! શું વિશ્વમોહિની સાથે કુમારનો જીવ પણ જશે કે શું? એવો ભય ઉત્પન્ન થયો. આમ ઉભા છે કેવી રીતે? અહીં આવ્યા શી રીતે ? વગેરે વિચારો થવા લાગ્યા.

પ્રતાપે હાથ પકડી કુમારને નીચે બેસાડવા પ્રયત્ન કર્યો. એક મડદાની માફક ધબ દઈને કુમાર જમીનપર પડયા. માથામાં વાગ્યું, લોહી નીકળવા લાગ્યું. આંખ્યો પૂર્વવતજ ખુલ્લી હતી. નાડી ધીમી પડી ગઇ. શ્વાસ ધીમે ધીમે ચાલવા લાગ્યો.

પ્રતાપને કુમારના જીવનની આશા હવે ન રહી. શાંતિ ધરવાનો ઘણો એ પ્રયત્ન કર્યો પણ રોવાઇ જવાયું.

નવલસિંહ પણ છાતીફાટ રડવા લાગ્યો. પ્રતાપ રડતાં રડતાં ગદ્ગદ્ કંઠે બોલતો હતો:—

"હરિ ! હરિ ! કુમાર શું ખરેજ તમે આ દુનિયાનો ત્યાગ કર્યો !! શું માતાપિતાનો સ્નેહ, નવીનદુર્ગની અભિલાષા, યુદ્ધનો યશ, આ મિત્રની મિત્રતા, સર્વને છોડયાં ! ! અરેરે એવી કેવી પળમાં પ્રિતિનો પાશ તે રાજ કન્યા સાથે બાંધ્યો કે તેનું પરિણામ આવું આવ્યું ! અરેરે શું આટલુંજ તમારૂં ટુંક જીવન !!"

"ના. કુમારનું જીવન ટુંક નથી, ઘણું લાંબુ છે. તે મરી ગયેલ નથી, પણ જીવે છે. કુમારને મારનાર કોઇ ઉત્પન્ન થયોજ નથી. વિજય-કુમારીના પ્રેમનો પાસ કુસુમદુર્ગમાં નહીં પણ અતિ ઉત્તમ ચોપડીઓમાં બંધાયો છે.

પરિણામ ઘણુંજ આનંદજનક આવશે. કુમાર અને રાજકન્યા પરણશે. કુમાર અમલગઢની ગાદીના પણ માલિક થશે. બીજા પણ અનેક દેશો કુમાર જીતશે. તમારે રોવાનું કાંઇજ કારણ નથી." એકાએક એક ગેબી અવાજ થયો.

પ્રતાપસિંહ અને નવલસિંહ રડતા એકાએક બંધ થઇ ગયા અને આમતેમ આશ્ચર્યથી જોવા લાગ્યા.

અવાજ દેનાર કોણ ? શબને સજીવન કરનાર આ અવાજ ક્યાંથી આવ્યો ? કુમારને જીવન અર્પનાર, તેનું શુભ વાંચનાર, તેનો વિજય પ્રેરાવનાર આ મંગળ અવાજ આપનાર કોણ ?,

પ્રતાપસિંહ અને નવલસિંહે ફરીથી કુમારના સ્હામે જોયું, પૂર્વવતજ તે બેભાન પડેલા હતા.

" ત્યારે આ અવાજ કરનાર કોણ ?" કહેતા બન્ને આમ તેમ જોવા લાગ્યા. કાંઇજ પત્તો ન લાગ્યો.

" આમ જુઓ આમ ! " પુનઃ અવાજ થયો.

અવાજની બાજુતરફ નજર કરતાં એક ઝાડપરથી ઉતરતા સોમેશ્વર જોષી જણાયા.

" દિલગીર ન થશો. મેં જે ભવિષ્યકથન કર્યું છે તેમજ થશે. મહારાજા બ્હેમસિંહનો હું પક્ષકાર હોવા છતાં આમ કેમ બોલું છું તેનો વિચાર પણ હાલ ન કરશો. આમ મારૂં આવવાનું કારણ થોડાજ સમયમાં જાણશો અને મને તમારોજ એક સાચો દોસ્ત ગણશો. તે વાર્તા હવે પછી. પ્રથમ કુમારને સંભાળો. વાર્તાચિત પછી કરીશું." સોમેશ્વર જોષીએ પ્રતાપસિંહ અને નવલસિંહના પાસે આવી ઉપર પ્રમાણે કહી એક ત્રણખુણી પાંદડાંની બુટ્ટી પાસેથીજ ખેંચી કાઢી. તેને આસમાની રંગનું ફુલ

આગળ નીકળેલું હતું. ડાળું તેનું સફેદ રંગનું હતું. હાથમાં ખુદીને મસળી તેના રસનાં ટપકાં કુમારની બે આંખ્યોમાં અને કાનમાં પાડ્યાં. કંઈ રસ રહ્યો તે તાળવે લગાડ્યો. વળી જ્યાં માથે ઘા વાગ્યો હતો ત્યાં પોતાની પાસેના કપડામાંથી ફાટી પાટો બાંધી કુમારને આરામ થયાની રાહ જોવા લાગ્યો.

આશરે પાંચ દશ મિનિટમાંજ આંખ્યોનો રંગ બદલાયો. પોપચાંએ આંખ્યોની પુતળીઓને ઢાંકી. ધીમે ધીમે હાથ પગ હાલવા લાગ્યા. ત્રણ છીંકો આવી. કુમાર જાણે ઉંઘમાંથી ઉઠતા હોય તેમ આળસ મરડીને બેઠા થયા. સ્હામે પ્રતાપસિંહ, નવલસિંહ અને જોષીજીને જોતાંજ "મને શું થયું હતું ??" એવો પ્રશ્ન કુમારે કર્યો.

પ્રતાપે સર્વ હકીકત કહી સંભળાવી.

કુમારે જોષીને દંડવત કરી અને સવિનય પૂછ્યું:—"મહારાજ આપે મારા ઉપર આટલી કૃપા કરવા કેમ પ્રવૃત્તિ કરી તે કૃપા કરી જણાવો."

"કુમાર ! ઇશ્વિર પ્રેરણાજ મને આપનો સંગ કરવા પ્રેરે છે. મહારાજા બ્હેમસિંહ મારા સંગને યોગ્ય નથી; તો પછી તેમની સંગતમાં મારા જીવનું બલિદાન શામાટે આપવું ?! તેમને મનુષ્ય અને તેના ગુણની પરીક્ષા નથી. ગુણીનો આદર તેમને આવડતો નથી. તે માણસ ઘણોજ આપસ્વાર્થી છે. તે ગુણીના ગુણની પ્રસંશા કરતોજ નથી. પોતાની મતલબ પાર પડતાં સુધીજ પ્રીતિ રાખનાર છે. જો કોઇનાથી તેનો બીગાડ થયો તો તે તુરત પોતાની આંખ બદલે છે. પછી હજાર પૂર્વના તે ગુણીના ગુણ ભૂલી જાય છે. વળી મને તે ઘણોજ અધર્મી લાગ્યો છે. કોઇ પણ સુજ્ઞ તેની સાથે રહેવાનું પસંદ ન કરે તેવો છે. આથી મારો જીવ તેનાથી ઉઠયો છે. મને આપની સંગતમાં કાંઇ પણ દોષ રૂપ નહીં જણાવાથી મેં આપનો પ્રેમ મેળવવા ઘણા દિવસથી ઇચ્છા કરેલી. પ્રસંગ પ્રાપ્ત નહીં થવાથી મારાથી આપની આ ક્ષણ પર્યન્ત કાંઇ પણ સેવા બજાવ-

વાનું બનેલું નહીં. એક રંગી પ્રતિપક્ષના રંગી તરફ સતત શકમંદી નજરથી જુએ છે. આથી મારૂ શુદ્ધ હૃદય છે એમ બતાવ્યા પૂર્વે આપને મળવાનું મને યોગ્ય પણ નહીં ભાસેલું. આજે પ્રસંગ મળી ગયો- આજનો દિવસ આપને ઘણોજ બારી હતો. હેમસિંહ મહારાજાની ચાલાકી અને પ્રપંચ તો જોયો કની?!" આટલું બોલી જોષીજી શાંત રહ્યા.

જોષીજીના છેવટના વાક્યથી ત્રણે ચોંક્યા. ત્રણે જોષીજીની વિશેષ નજીક ગયા. પ્રતાપે પૂછ્યું:—

" હાં ! જોષીજી કૃપા કરી જણાવો કે આજે હેમસિંહ રાજાએ શું પ્રપંચ અને ચાલાકી કરી હતી. "

" હેમસિંહ મહારાજનો એવો નિયમ છે કે જ્યારે કાંઇ બારે પ્રપંચ કરવો હોય તો મને પ્રથમ પુછે. હું હા કહું કે ના કહું તોપણ કરે તો વખતે મનનું ધાર્યું. આથી તે ગોદા પણ ખાય. કોઈ વાર મોતીલાલબંકા પણ આવી રીતથી કંટાળ્યા છે કે જ્યારે કરવું મનનું ધાર્યું ત્યારે અમને પુછવાનું શું કામ ?" જોષીજીએ જણાવી વધાર્યું:—

"આજે રાત્રે કરેલા પ્રપંચ માટે પણ મેં ચોખ્ખી ના કહી હતી છતાં મારૂ કહ્યું ના માન્યું અને બીચારા જગંનાથ પંડિત અને ચંદુલાલ ચટ્ટુના પ્રાણ નાહકમાં ગયા. હવે તે કેવી રીતે! તે ખુલાસો જ્યાં સુધી મને આપનો સાથી ન બનાવો ત્યાં સુધી હું નહીં કહી શકું. "

" જોષીજી ! હું આપને મારા સંગી બનાવવા ઘણોજ ખુશી છું. પણ આપે આપનું વિમળ હૃદય હોવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ. " પ્રતાપના સ્હામું જોઈ કુમારે કહ્યું.

પ્રતાપનો શક દૂર કરવા માટે જનોઇ હાથમાં લેઈ જોષીએ પ્રતિજ્ઞા

લીધી. પ્રતાપ જોષીને પગે પડયો અને પોતાના તરીકે ગણવાની અન્યો અન્ય પ્રતિજ્ઞા લીધી.

વિજયકુમારે પોતાના ગળાની એક મૂલ્યવાન માળા જોષીજીના ગળામાં નાંખી.

જોષીજીએ આશીર્વાદમુદ્રાથી તેનો સ્વીકાર કરી હકીકત કહેવી શરૂ કરી.

" જ્યારે તમે લશ્કરમાંથી રાજકુમારીની ખોળમાં નીકળ્યા ત્યારે બાંકાએ તમને રસ્તામાં જોયા હતા. તમે જઇ પહોચો તે પૂર્વેજ કુમારીને જ્યાં હતાં ત્યાંથી બીજે સ્થાને લેઇ જવા બાંકા તે નાળામાં ગયેલા પણ તેમના ત્યાં પહોચતા પૂર્વેજ રાજકુમારી ત્યાંથી અદશ્ય થઈ ગયાં હતાં. આથી વીલા મ્હોંયે પાછા ફરી બાંકા અને પુરાણી તમારી શોધમાં નીકળ્યા. પથરો નાગરેશ્વરેજ ફેંકયો હતો.

નવલસિંહ પત્થર ફેંકનારને પકડવા ગયા એટલે બાંકા પ્રતાપસિંહના વેશમાં કુમારની પાસે જઇ પહોચી તેમને કોઈ રીતે બેહોશ બનાવી કેદ કરી લઇ ગયા. બાદ કુમારની પ્રીતિ રાજકુમારીથી ઉતરી જાય અને તપાસ જ ન કરે અને પરિણામે બ્હેમસિંહ સામે યુદ્ધમાં ન ઉતરે એ હેતુથી અમારામાંથી સર્વથી ઓછી ઉમ્મરના ચંદુલાલ અને જગનાથ બન્ને વિશ્વમોહિની અને મણીકાન્તા બન્યા. આથી તમે કુમાર ગુસ્સે થયા. પછી શું થયું તે હકીકત તો તમે જાણો છો. "

જોષીજીની વાત સાંભળી કુમારને નસેનસ હર્ષ વ્યાપ્યો.

" વાહ કેવો ગજબ કર્યો હતો ! કેવો ભારે પ્રપંચ ! હવે જણાયું કે રાજકુમારી જીવતી છે. અરેરે પણ તે કયાં છે ? તેનો પત્તો

ક્યાં મળશે ?! કાંઇ ફિકર નહિ, ઇશ્વરેછ્યા તો તે પણ જણાશે.” વિજયકુમાર હર્ષભેર બોલ્યા. હવે શું કરવું તે સંબંધી વિચાર ચાલ્યો.

મહારાજા બ્હેમસિંહને પહેલાં રંગી લોકને કેદ કરવામાં આવ્યા હતા તે ગુપ્ત સ્થાનમાંજ પુરવાનું યોગ્ય જણાયું. તેના એક તાળાનો ભેદ પ્રતિપક્ષના રંગીએ જાણેલો હોવાથી દુપટ તાળું, જેની કળ માત્ર પ્રતાપનેજ જ્ઞાત હતી તે રાખવાની સુચના પણ થઇ.

બ્હેમસિંહ મહારાજા કેદમાં છે ત્યાં સુધી લડાઇ થવાનો સંભવ નથી તોપણ રાજકુમારે નવીનદુર્ગ પાછા જવું અને સરહદ ઉપર ફોજ રાખી સાવધાન રહેવું એવો બીજો નિશ્ચય થયો.

નવલસિંહે રાજકુમાર સાથે રહેવાનું કર્યું.

પ્રતાપસિંહ અને જોગીજીએ રાજકુમારીની શોધમાં જવાનું નક્કી કર્યું.

અનેક વાર્તાઓ કરી સર્વ ઉઠયા અને ચાલ્યા.



# પ્રકરણ ૨૦ મું

---

## સ્ત્રી-સોદાગરી કાફલો.

---

તેર તુટે તત્કાળ, ઉધમથી નવ સાંધતાં
નહિ કદી કો કાળ, ભાગ્ય વિના કોડી રળે.

---

"હવે ક્યાં શોધું? ક્યાં જાઉં! જંગલે જંગલ, પહાડે પહાડ, શહેરે શહેર, શોધી વળી પણ પત્તો નજ લાગ્યો. આ શરીર જે ઘણુંજ સશક્ત હતું તે પણ હવે અશક્ત બની ગયું. તોપણ આશા ફળી નહીં. પણ ત્યારે હવે કરવું શું? પાછી ફરૂં?! ના. તેમ કેમ બને?! પત્તો મેળવ્યા શિવાય પાછી ન ફરવાની તો પ્રતિજ્ઞા મેં પ્રથમથીજ લીધી છે. તો ત્યારે જવું ક્યાં?! બસ, એજ કે અવશેષ જીવન આમ ને આમ ભ્રમણ કરીને ગાળવું. કાંતો જે કાર્યે હું નીકળી છું તે પૂર્ણ સિદ્ધ કરી પાછું ફરવું કે કાંતો દેહનો ત્યાગ કરવો."

આ પ્રમાણે વનમાં એક વૃક્ષ નીચે એક યુવતિ બેઠી બેઠી નિશ્ચયાત્મક ઉદ્ગારો કાઢતી હતી. યુવતિ પૂર્વે ઘણીજ સુંદર હોવા છતાં અત્યારે તે કેવલ નિસ્તેજ લાગતી હતી. શરીર સુકુ પડી ગયું હતું. એક કાષ્ટની સુકી પૂતળી માફકજ આ યુવતિ બની રહેલી જણાતી હતી.

થોડે દુર, પણ દૃષ્ટિમર્યાદાની અંદર, પોશાક પહેરી ફરતા, ઢાલ તર-

વારથી સજ્જ થયેલા ચાર સિપાઇઓએ આ યુવતિને જોઇ. યુવતિની નજર પણ સિપાઇઓ તરફ પડી. યુવતિ નિસ્પૃહ હોવાથી, તે તો પોતાનાજ વિચારમાં લીન હતી; પણ સિપાઇઓ તેને જોઇ અંદર અંદર તેનીજ વાત કરવા લાગ્યા. ઘડીમાં તે યુવતિને નિહાળતા, તો વળી પાછા તે અંદર અંદર વાત કરતા સુંદરી સ્હામે જોઇ જોઈ હસતા. શું વાર્તા તેઓ અંદર અંદર કરતા હતા તે તો આ પથિક અબળાને ન સમજાયું, તોપણ તેમની વાતચિત પોતા માટેજ થતી હોય એમ તેને ભાસવાથી તે આડકતરી દષ્ટિથી સિપાઇઓની હીલચાલ જોવા લાગી. સિપાઇઓ ઉંચા નીચા થઇ પોતાની પાછલી બાજુ તરફ જોવા લાગ્યા. આથી જાણે તે કોઇ અન્ય સાથીઓના આવવાની રાહ જોતા હોય એમ સમજાયું. સીપાઇઓ એક બાજુ હતા ત્યાંથી છુટા થઇ તે યુવતિની ચારે બાજુ છુટા છવાયા ઝાડોની છાયા નીચે જાણે રાહ જોતા બેઠા.

"આ લોક કોણ હશે ? મને ચારે તરફથી આમ ઘેરીને બેસવાનું તેમને શું પ્રયોજન? તેમના શો વિચાર હશે ?" એવા સ્વાભાવિક વિચારો આ એકલી અબળાને આવતાં તેને આ સ્થાને વિશેષ થોભવું ઠીક ન લાગ્યું.

અબળાએ ઉઠી એક બાજું ચાલવા માંડ્યું. ચારે બાજુના સીપાઇઓ આવી તેની પાછળ ફરી વળ્યા. તેને ઘેરી લીધી. તેને આગળ વધવા ન દેતાં કહ્યું:—

"ક્યાં જાઓ છો? હમણાંજ અમારો શેઠ અહીં આવી પહોચશે. ત્યાં સુધી અહીંજ થોભો. શેઠના આવતા સુધી અહીંજ બેસો. અમે તમને તેમના રૂબરૂ કરીશું. તમારી ભલામણ કરી તમને નોકરી અપાવીશું. તમે ખુશીથી ત્યાં રહી શકશો. અહીં જંગલમાં આમતેમ ભટકી ભટકીને શું કરશો. ?"

"મારે તમારી નોકરી નથી જોઇતી. તો પછી તમારા શેઠને આવવાની રાહ જોવાનું મારે શું કારણ? હું હવે રાહ જોતી બેસી રહી શકું તેમ નથી. મને જવા દો." યુવતિએ નિર્ભયતાથી ઉત્તર આપી આગળ વધવા ગતી કરવા માંડી.

"નહીં, નહીં. આમ ઉતાવળ ના કરો. આકળાં ન થાઓ. જરી રોકાઓ. અમારા શેઠને આવી પહોંચવા દો. તેને જોતાંજ તમે ખુશી ખુશી થઇ જશો. તેમના જેવો સ્વરૂપવાન તમે બીજો કોઇ ભાગ્યેજ જોયો હશે. તમારી ઇચ્છા હશે તો અમે પ્રયત્ન કરીને તમારો હાથ તેમની સાથે મેળવી આપીશું." સીપાઇઓમાંથી એકે તેને આગળ વધતી અટકાવતાં લલચાવવા કહ્યું.

"મને બીજી અબળા જેવી ના સમજતા. જરા જીભ સમી રાખીને વાત કરો, નહીં તો તેને ખેંચી નાંખવી પડશે. તમો તો ચાર છો, પણ તમારા જેવા દશને માટે હું એક પુરતી છું." અબળાએ ગર્જના કરી.

આ સાંભળી ચારે આશ્ચર્ય પામતા એક બીજાના મ્હોં સ્હામે જોવા લાગ્યા. યુવતિએ ફરી આગળ વધવા પ્રયત્ન કર્યો.

એક સિપાઇએ અબળાનો હાથ પકડયો. હવે શું જોવાનું. કમરે ખોસેલું ખંજર ઝટ તે અબળાએ કાઢયું અને બેને એક ક્ષણવારમાં ઝખમી કરી અબળા નાઠી. બેએ તેનો પીછો લીધો પણ તે ઓછીજ હાથમાં આવે તેમ હતી.

અબળા નાસી છુટી. પણ નશીબ બે ડગલાં આગળનું આગળજ રહ્યું. તેનું પ્રારબ્ધ આ કાળે કોઇ અવળુંજ હતું. નશીબે તેને નાસવા ન દીધી. એક પત્થરની ઠોકર વાગતાંજ બીચારી તે એકદમ પડી. ઠોકર એવી સજ્જડ વાગી કે તેનાથી તુરત ઉઠી ન શકાયું. પેલા પાછળ પડેલા બે

સિપાઇઓ લગભગ આવી પહોચ્યા. સ્થામેથી સોદાગર શેઠનો કાફલો પણ આવી પહોચ્યો- કાફલામાં લગભગ બસેં માણસ હતાં. સર્વથી આગળ એક સફેદ દાઢીનો વૃદ્ધ એક કિમ્મતી ઘોડાઉપર સ્વાર થયેલો આવતો હતો. તેનો રંગ કાળો, આંખ ભુરી અને લગભગ ૮૦ વર્ષનો તે વૃદ્ધ હતો. પોશાક ઉમદા પહેર્યો હતો. ઢાલ તરવાર પણ ધારણ કર્યાં હતાં. સાથેના બીજા અશ્વ ઉપર, આ વૃદ્ધનો આશરે વીસેક વર્ષનો યુવાન પુત્ર હતો. દેખાવમાં જાણે તે એક રાજપુત્ર જેવો શોભતો ઠાઠમાઠથી પિતાની સાથેજ સ્વાર થઇ આવતો હતો. પિતા પુત્રની પાછળ ઘણા ઘોડેસ્વાર હતા. બાદ પાયદળ હતું. પાછળ પાછળ સર સામાન લાધેલાં ઉંટો હતાં. વચ્ચે વચ્ચે પડદાવાળી કેટલીક ડોળીયો હતી. આ ડોળીયોની ચારે બાજુ ઘણા પાયદળ સીપાઇઓ બન્દુક સજેલા ચાલતા હતા.

"આ સ્ત્રીએ આપણા બે સીપાઇને જખમી કર્યા છે અને-" પેલા બે સિપાઇઓ કાફલા તરફ જોઇ બોલ્યા. તે વિશેષ બોલે એટલામાં તો બીજા મદદે આવી પહોચ્યા ને તે સુંદરીને ઘેરી લીધી.

"પડાવ માટે આ સ્થાન ઠીક છે. માટે અહીંજ રોકાઓ." વૃદ્ધ શેઠે પોતાનો વિચાર દર્શાવી કાફલાને અટકવા આજ્ઞા કરી. ડેરા તંબુ ઉભા થઇ ગયા. ડોળીઓમાંથી કેદ કરેલી કેટલીક સ્ત્રીઓને કાઢી એક મ્હોટી ઉભી કરેલી રાવટીમાં રાખવામાં આવી. આજે સપડાયલી સુંદરીને પણ તેમાંજ ભળવું પડયું.

સૂર્યાસ્ત થતાં, રાવટામાં એક ઝાંખો દીવો મુકવામાં આવ્યો. બે દાસીઓ આવી સર્વને એક પછી એક ખાવા માટે પૂછવા લાગી, કે તમે તૈયાર રસોઇ ખાશો કે હાથે તૈયાર કરીને ? સર્વએ તૈયાર રસોઇ ખાવા ઇચ્છા જણાવી. બે બાઇઓએ જવાબ આપ્યો કે અમારે ખાવુંજ નથી.

"વારૂ જોઇએ છીએ કયાં સુધી ભુખ્યાં રહો છો !" કહેતી બન્ને દાસીઓ ચાલી ગઇ.

ખાવાનું ના પાડનાર પૈકી એક તો આજેજ સપડાયેલી યુવતી હતી. બીજી એક ઘણીજ નાજુક અને ખુબસુરત સુંદરી હતી. આ સુંદરીની આંખોમાંથી અશ્રુધારા ચાલ્યે જતી હતી અને ઘડી ઘડી તે નિસાસા નાંખતી હતી.

આજની સપડાયલી યુવતી ધીમે ધીમે ખસતી ખસતી આ રડતી સુંદરી પાસે જઈ બેઠી. એક પ્રહર રાત્રિ વીતી. ત્યાર ખાવાનું આવતાં બે શિવાય સર્વેએ ખાઈ લીધું

લગભગ મધ્ય રાત્રિ થવા આવી. શાંતિ સર્વત્ર પ્રસરી. પહેરાવાળાના પગલાના અવાજને સંભળાવા લાગ્યા. ત્યારે આપણી યુવતીને સમજાયું કે, તે ચારે બાજુ સખત પહેરાના જાપતામાં છે. ધીમેથી તેણે રડતી સુંદરી સાથે વાર્તા કરવી શરૂ કરી અને પૂછયું:—

" બ્હેન ! આપ કોણ છો ? ! આ લોકોના ફંદામાં કેવી રીતે ફસાયાં ? "

" હું અમલગઢના મહારાજા વહેંગસિંહની રાણી સત્યમતિ છું. મહારાજા લડાઈમાં પધાર્યા. હું તેમના વિયોગમાં તેમનાજ વિચાર કરતી સૂતી હતી, તે જ્યારે મારી આંખ ઉઘડી ત્યારે આ લોકોના ફંદામાં ફસાયલી છું એમ જાણ્યું ? ! હું કેવી રીતે આવી, મને કોણ લાવ્યું, તે કાંઈ ખબર નથી. પણ તમે કોણ છો ? " રાણીએ પોતાની હકીકત જણાવી સ્હામો પ્રશ્ન કર્યો.

" એમ કે ! આપ બાઈ અમલગઢનાં મહારાણી ? ! અરેરે આપની આ દશા ! વાહ વિધાતા તને પણ ધન્ય છે ! અરેરે હવે હું આપને શું કહું ? આપ મહારાજા વ્હેંગસિંહની મહારાણી છો, તો રાજકુમારી વિશ્વમોહિનીને તો જરૂર જાણતાંજ હશો. હું તેમની એક સખી છું અને તેમનીજ શોધમાં આમ તેમ રખડતી હતી તેવામાં આ લોકોને હાથે સપડાઈ, મારૂં નામ વસંતમાલતી છે. "

બન્ને આપ આપમાં વાતો કરી રહ્યાં હતાં એટલામાં બહારથી અવાજ આવ્યો. " કોણ છે ! અરે કોઇ નાહુ. નીકળી ગયું."

પહેરગીરો તપાસ કરી કાંઈ વિશેષ ન જણાવાથી શાંત રહ્યા.

મહારાણીને આથી ભય લાગ્યો પણ વસંતમાલતી ન બ્હીની. વાત વાતમાં રાત્રી વીતી ગઇ. સ્હવાર થયું. પેલી બન્ને દાસીઓ હાથમાં તલવાર રાખીને આવી અને સર્વને કહ્યું:–"ચાલો રાવટીની બહાર નીકળી ખુલ્લા મેદાનમાં આવો."

તમામ સ્ત્રીઓ બહાર મેદાનમાં ગઇ. મહારાણી અને વસંતમાલતી રાવટીમાં જ રહ્યાં. તેમની સ્પૃહા પણ દાસીઓએ ના કરી. થોડીવારે પાછી સર્વ સ્ત્રીઓ રાવટીમાં આવી.

એકાદ કલાક વીત્યા બાદ કાફલાનો સરદાર—પેલો વૃદ્ધ, એક બુઢ્ઢી સાથે આ રાવટીમાં આવ્યો.

" આટલીજ છે કે બીજી છે ? " બુઢ્ઢીએ પ્રશ્ન કર્યો.

"હમણાં તો આટલીજ છે. પણ હવે તમારી કૃપા થઈ છે તો વધશે." વૃધ્ધે બુઢ્ઢીને ઉત્તર આપ્યો.

" અરે જુઓ તો ખરા ! કેવી કેદીઓને ફસાવી લાવું છું તે. હવે બતાવો કે કેવી લાવવાથી કેટલું ઇનામ ! !"

સર્વના તરફ આંગળી કરી વૃધ્ધે કહ્યું:– " જુઓ આ બધી એક વર્ગની છે. તેમાંની લાવો તો માથાદીઠ ૨૫ રૂપિયા. ( મણીકાન્તાના તરફ આંગળી કરી બતાવી કહ્યું:–) આના જેવી લાવો તો રૂપિયા ૫૦ અને ( મહારાણી તરફ આંગળી બતાવી કહ્યું:–) આના જેવી પૂરી ખુબસુરત લાવો તો પુરા રૂપિયા સો. સમજ્યાં. "

"હા બરોબર સમજી. પણ વારૂ આ બધી તમે કેવી રીતે મેળવી ?" બુઢ્ઢીએ પૂછ્યું.

"આ, જે સર્વથી સુંદર છે તે તો માર્ગમાંથીજ બેશુદ્ધ પડેલી મળી છે. કાલેજ તે પડેલી મળી છે. અને આ તો કાલે અહીંજ પકડાઇ તે. તેણે બે તો મારાં માણસ માર્યાં. ઘણીજ દુષ્ટ છે" વૃધ્ધે હકીકત જણાવી.

"જુઓને એને જોતાંજ જણાય છે કે તે કેવી ચાલાક છે. ખરે આવી ત્રણ બીજી આવે તો શેઠ આખો કાફલો ને કારલો સ્વર્ગમાં ગાસ્કો જાય." બુઢ્ઢીએ શેઠને ફુલાવ્યા.

"હાસ્તો એમાં શું શક ! આ બીજી બધીઓને તો એમજ પકડી છે. એકતો કાશીની છે. તેના પડોશમાંજ મારો છોકરો ઉતર્યો હતો, તેના ઉપર મોહિત બની તેથી તે કાઢી લાવ્યો છે. આ ચાર સ્ત્રીઓ રૂપીઆના લાલચે આવી છે. અને બાકીનીઓને તો તેમની મા બેન પાસેથી વેચાતી લીધેલી. હવે આવો, તંબુમાં વાતચીત કરીશું. મારાથી હવે ઉમ્મર થઇ તેથી બહુ ઉભા રહી શકતું નથી." વૃદ્ધ સરદારે કહ્યું.

બન્ને બહાર નીકળ્યાં. તેમના ગયા પછી દરેક સ્ત્રીએ પુષ્કળ ગાળોનો વરસાદ વરસાવ્યો. "મુઓ જુઓને હજી બીજીઓને ફસાવાના વિચારમાં ગુંથાયો છે. વળી પેલી બુઢ્ઢી પાછી એને ક્યાંથી મળી ? શેતાન કહે છે કે, જુઓ હું કેવી કેવીઓને ફસાવી લાવું છું તે ! અરે પ્રભુ ! તું કેમ આવાઓને જીવવા દે છે ? ડાકણી કોણ જાણે કેટલાંએ ઘર ભગવશે કે ઉજડ કરશે."

વસંતમાલતીએ ધ્યાનપૂર્વક આ બુઢ્ઢીને જોયા કરી લગભગ અડધો કલાક તેના સંબંધીજ વિચાર કર્યો. મહારાણી તો રડવાની જ ધુનમાં હતાં. "અરેરે મહારાજાની લડાઇમાં શું દશા હશે ! તે કેવા હશે ! મને યાદ કરતા હશે કે કેમ ! અરેરે તે સુખી હશે કે દુઃખી ! હાય ! હું ક્યાં ફસી !" એમ બોલતાં તે રડતા હતાં.

વસંતમાલતીએ ધીમેથી સમજાવવા માંડયું.

"મહારાણી ! શાંત થાઓ. ધીરજ ધરો. ગભરાશો નહીં. મને પૂરી આશા બંધાઈ છે કે આપણો જલદીથી છુટકારો થશે. અરેરે હું શું કરૂં? મારા હાથે હાથકડી તથા પગે બેડી છે. નહીં તો આ લોકને પણ જરા રસ ચખાડત. આ મજબુત બેડી કાપ્યા શિવાય તુટે તેમ નથી. અહીં તેને કાપી શકાય તેમ નથી તેથી લાચાર છું."

રોતાં કકળતાં જેમ તેમ દિવસ ગુજાર્યો. સાંજના વખતે ફરી વૃદ્ધ સરદાર બુઢ્ઢી ડાકણ સાથે રાવટીમાં આવ્યો. સાથે એક રૂપાળી સ્ત્રી પણ હતી

" લ્યો મેળવી લ્યો ? આ પહેલા નંબરની ખરી કે નહીં. ? " બુઢ્ઢીએ કહ્યું.

" ના પહેલા નંબરની તો નહીં તોપણ બીજા નંબરની તો છેજ, તમારા રૂપિયા ૫૦ પાકયા એમાં કાંઇ શક નહીં. " વૃધ્ધે જણાવ્યું.

" ખેર ! પચાસ તો પચાસ, વળી કાલે બીજા. " બુઢ્ઢીએ સંતોષ વાળ્યો. બન્ને રાવટી બહાર, ધીમે ધીમે વાતો કરતાં કરતાં ગયાં.

નવી સ્ત્રીને પણ સર્વ સાથે રાવટીમાંજ રાખી. નવી આવેલ સ્ત્રી આ કેદખાનામાં ફસાવાથી નારાજ થવાને બદલે જાણે ઘણીજ ખુશી હોય તેવી લાગતી હતી. તેને માટે તુરત ખાવાનું આવ્યું. તેના હાથે પગે બેડી નહોતી. તુરત તે ખાવા મંડી. તેણે નિરાંતે પેટ ભરી ખાધું. બીજી સ્ત્રીઓને નિસ્તેજ અને રડતી જોઇ તે હસવા અને ઉડાવા લાગી,

" ખરેખર આ કોઇ મહાભારત બલા લાગે છે. કેદમાં ફસાવાથી દિલગીર થવાને બદલે હસે છે. જરૂર કાંઇ ભેદ જણાય છે. " વસંતમાલતી મનમાંજ બબડી.

આજની રાત્રિ પણ ગઇ રાત્રિ માફકજ જેમ તેમ વીતી. પ્રાતઃકાળ થતાં ગઇ કાલની માફક આજે પણ તમામ સ્ત્રીઓને રાવટી બહાર ખુલ્લા

મેદાનમાં બહાર કાઢવામાં આવી. આજે પણ મહારાણી અને વસંતમાલતી બહાર ન જતાં રાવટીમાંજ રહ્યાં.

" આપે આ કાંઠામાં પડ્યા પછી કાંઇ જરા બે કોળીઆ પણ ખાધું છે કે નહીં. ? " સર્વ બહાર જતાં વસંતમાલતીએ મહારાણીને પૂછ્યું.

" મહારાજાના દર્શનની અભિલાષામાં આ જીવન સંરક્ષણાર્થે બીજે ત્રીજે દિવસે બે કોળિયા ભરવા એવોજ મેં નિશ્ચય કર્યો છે. " મહારાણીએ ઉત્તર આપ્યો.

બે પુરૂષો રાવઠીમાં આવ્યા ને બોલ્યાઃ-" તમે બન્ને પણ રાવઠી બહાર નીકળો. અમારા સરદારની એવી આજે આજ્ઞા થઇછે કે કોઇને પણ રાવઠીમાં ન રાખતાં સર્વને મેદાનમાં ઝાડની છાયા તળે બેસાડવાં કે જેથી ખુલ્લી હવા લેવાય અને તંદુરસ્તી બગડે નહીં ".

બન્નેને બહાર જવું પડ્યું. તમામ સ્ત્રીઓ વૃક્ષની છાયામાં બેઠી હતી ત્યાં સારી જગા જોઇ બન્ને બેઠાં. વસંતમાલતી ચારે બાજુ નજર દોડાવી જોવા લાગી.

સર્વ છાયા તળે બેઠાં છે એટલામાં પેલી બુઢ્ઢી ડાકણ આવી પહોચી. આજે કાલ કરતાં પણ વધારે રૂપવાન એક નવ જુવાન સુંદરીને સાથે લાવી હતી. વૃદ્ધ સરદારે તેનો આવતાંજ સત્કાર કર્યો. ફસાયેલી સુંદરીને સર્વ સુંદરીઓ બેઠી હતી ત્યાંજ બેસાડી. વસંતમાલતીની પાસેજ તે આવી બેઠી.

વસંતમાલતીએ આવેલી સુંદરીને ધ્યાનપૂર્વક જોઇ. તેનાથી બોલ્યા વગર ન રહેવાયું. આકાશના સ્હામું મ્હોં કરીને બોલીઃ-' ઓળખી. "

નવી આવેલી સુંદરીએ પણ વસંતમાલતીનું મ્હોં ધ્યાનપૂર્વક તપાસ્યું. મ્હોં નીચું રાખી તે બોલીઃ- " છાનાં રહેશો તો તમો પણ છુટશો. "

બન્નેમાંથી કોઇના મ્હોંમાંથી એક પણ અક્ષર ફરી ન નીકળ્યો. વખતે

વખતનું કામ કર્યું. સાંજ પડતાં ખાવાનું તૈયાર આવ્યું. મહારાણી અને વસંતમાલતી શિવાય સર્વેએ ખાધું. બુઢ્ઢીએ ફસાવી આણેલી બે સુંદરીઓએ તો પેટ ભરીને નિરાતે ખાધું.

રાત્રિ પડી. શાંતિ પ્રસરી. રાવટીની ચારે બાજુ પહેરદારો ફરવા લાગ્યા. સર્વ સ્ત્રીઓ સુતી. રાવટીમાં ઝાંખો દીવો બળતો હતો. મહારાણી, વસંતમાલતી અને બુઢ્ઢીએ ફસાવેલી બે સુંદરીઓ મળી ચાર શિવાય અન્ય સર્વ નીરાંતે ઉંઘતી હતી.

" આ મારી બેડી તોડી નાંખો નહીં તો બુમ પાડી પકડાવીશ."

વસંતમાલતીએ પેલી નવી બેના તરફ જોઇને કહ્યું.

" તો તમારી શું દશા થશે ? " એકે ઉત્તર આપ્યો.

" આ રાણીની જે વલે થશે તે મારી–" ઉત્તર મળ્યો.

બન્ને બાઇઓએ પોતાના કમરેથી એક તીક્ષ્ણ ધારવાળું હથિઆર કાઢ્યું. ધીમેથી મણીકાન્તાની બેડી અને હાથકડી તોડી નાંખ્યાં. હવે વસંતમાલતી છુટી–નિસ્પૃહ બની. તેના મ્હોંપર ખુશાલી પ્રસરી.

એકાએક ઘણા માણસોએ આવી રાવટીને ચારે બાજુથી ઘેરી. મારા મારી શરૂ થઇ. મારો, પકડો, ના અવાજની સાથે બંદુકના અવાજ પણ સંભળાયા. સર્વ સ્ત્રીઓ નિદ્રામાંથી ઝબકી ઉઠી. લુટારૂઓએ ધાડ પાડી લુટ ચલાવી એમ સર્વેને લાગ્યું. લડાઇ ચાલવા માંડી. ખળભળાટ શરૂ થઇ ગયો. રાવટીમાંથી સર્વ સ્ત્રીઓ આમતેમ દોડવા લાગી. મહારાણી ગભરાઇ વસંતમાલતી–વસંતમાલતી એમ બુમો પાડવા લાગ્યાં. ઉત્તર ન મળ્યો. વસંતમાલતી ત્યાં જણાઇજ નહીં.

પેલી બે નવી ફસેલીમાંથી એક પાસે આવી બોલી:–"વસંતમાલતી છટકી ગઇ એમ જણાય છે. આપ ગભરાશો નહીં. આપના સેવકોએજ

આ ધાડ પાડી છે. મને આપ સ્ત્રી ના સમજશો. હું પણ આપનો એક નોકર છું. હું હમણાંજ જઇને આપને માટે ડોળી તૈયાર હશે તે લાવું છું."

બન્ને વેશધારી નવી સ્ત્રીઓએ રસ્તો લીધો.

સ્ત્રીઓવાળી રાવઠીની ત્રણ બાજુ શાંતિ પ્રસરી. માત્ર એક બાજુ જ્યાં સરદારના તંબુ હતા ત્યાં લડાઇ ચાલી રહી હતી. એક ડોળી આવી. સુખવટો ધારણ કરેલા બે માણસોએ આ ડોળી ઉચકી હતી. મહારાણીને ડોળીમાં લેઇ બન્ને ઝપાટાબંધ ચાલ્યા ગયા. ધીમે ધીમે રાત્રિ વીતિ. આકાશમાં અજવાળું જણાયું. વસંતમાલતી અને રાણી માત્ર ચાલ્યાં ગયાં. બીજી સ્ત્રીઓ તો નાશી ન શકી. તેઓ તો ત્યાંજ ઉદાસીન બની એક બીજાના મ્હોં સ્હામું જોતી બેઠી રહી.

એક કિનખાબના પડદાવાળી ડોળી સાથે નાગેશ્વરપુરાણી, શાસ્ત્રી બદ્રીનાથ અને મગનલાલ મહેતા રાવઠીના દરવાજે આવી પહોચ્યા. ડોળી બાહાર મુકી ત્રણે અંદર પેઠા. સર્વ સ્ત્રીઓને બારીકાઇથી અવલોકી આખરે પૂછ્યું:—તમારામાંથી બે સુંદરીઓ નવી જણાતી હતી તે ક્યાં છે ?!

સર્વ તાપથી ત્રાસેલી, આથી કોઇના મ્હોંમાંથી એક અક્ષર સરખો ના નીકળ્યો. પુરાણીએ ફરીથી કહ્યું:—" બ્હેનો ! તમે બ્હીશો નહીં ! અમે ધાડપાડુ કે લૂટારા નથી. તમને છોડાવવા માટેજ અમે આ બધી ધામધુમ કરી છે. એ બે સ્ત્રીઓ ક્યાં ગઇ તે બતાવો."

હવે સ્ત્રીઓના જીવમાં કાંઇક જીવ આવ્યો. એક બોલી·—"બે નહીં પણ ચાર સ્ત્રીઓ અહીંથી નાસી છુટી છે. બે તો નવીજ પેલી બુઢ્ઢીએ ફસાવી આણી હતી. આ બેમાંથી એક તો એવું કહીને ગઇ કે તમે બ્હીશો નહીં. અમે તમારા નોકર છીએ. ડોળી લઇને આવીએ છીએ અને આપને લેઇ જઇએ છીએ. બીજી તેના સાથેજ ગઇ. એક તો સર્વથી પહેલાં ગઇ અને એક ડોળીમાં બેશીને ગઇ."

પુરાણીના હોશ ઉડી ગયા. તે મહેતા અને શાસ્ત્રીના મ્હોં સ્હામું જોવા લાગ્યા.

" બરોબર છે. અમે બન્ને મહારાણીને શાંતિ આપી તમારી તરફ ડોળી લેવા આવ્યા. તમને મળ્યા અને ડોળી લઇને આવ્યા. દરમિયાન એવું કોણ ડોળી લઇને આવ્યું કે મહારાણીને લેઇ ગયું !! વળી વસંતમાલતી પ્રથમથીજ ચાલી ગઇ હતી તે વાત પણ ખરી છે. લડાઇ શરૂ થતાંજ મહારાણીએ વસંતમાલતીને બુમો મારી હતી, અને ત્યારે પણ તે નહોતી. પણ આ શું બન્યું તે સમજાતું નથી. હવે બહાર જઇ આ કાફલાની તમામ ડોળીઓ તપાસો. આ સર્વ સ્ત્રીઓને પણ બહાર કાઢો. " શાસ્ત્રીએ પોતાનો વિચાર કહ્યો.

આજ્ઞા થતાં સર્વ સ્ત્રીઓ રાવઠીની બહાર નીકળી. ચારે તરફ જમીન લોહી લુહાણ જણાતી હતી. કંઇ મડદાં પણ પડયાં હતાં. કાફલાનો બુઢ્ઢો સરદાર અને તેનો સુંદર યુવાન પુત્ર, બન્નેના હાથ પગમાં બેડીઓ હતી. એક ઝાડ નીચે તે બન્ને બેઠા હતા. દશ સીપાઇઓ નાગી તરવારે તેમની ઉપર દેખરેખ રાખતા હતા. બીજાં ઘણાં માણસોને પણ કેદ પકડેલાં તે સર્વ બીજા ઝાડ નીચે હતાં. સઘળા ડેરા તંબુઓ ઉજડ જેવા જણાતા હતા.

પુરાણી, શાસ્ત્રી અને મહેતાએ જઇ ડોળીઓ તપાસી.

" જુઓ આજે સોળ ડોળી છે ને પ્રથમ સત્તર હતી. " શાસ્ત્રીએ પુરાણીને કહ્યું

" હા મેં પણ સત્તરજ પ્રથમ ગણી હતી. " પુરાણીએ સાક્ષી પુરી. એક ડોળી ઓછી થઇ તેમાંજ મહારાણી ગયાં. પણ તેમને કોણ લઇ ગયું તે સ્પષ્ટ ન થયું.

" જાઓ મહેતા ! તમે દિવાન સાહેબને અહીંજ બોલાવો. લશ્કરની બાબત તે હશે. " શાસ્ત્રીએ મહેતાને કહ્યું.

---

મગનલાલ મહેતા જઇ થોડીવારમાંજ દિવાન સાહેબને તેડી લાવ્યા.

" જુઓ. ચાર દિવસની મહેનત ધુળ ધાણી થઇ ગઇ. સર્વ ઉપર પાણી ફરી વળ્યું અમલગઢથી ત્રણ ગાઉ દુર જ્યારે આ સ્ત્રીઓને ગુલામ બનાવનાર કાયર સરદારનો મુકામ હતો, ત્યારે વૃદ્ધ સરદારને બીજી સ્ત્રીઓ આપવાની લાલચ આપી અમે રોકયો. આપને ખબર આપી. આપ લશ્કર લઇ વખતસર આવી પહોંચ્યા. આટલું ખૂન રેડાયું પણ મહારાણી અને વસંતમાલતી હાથ ના આવ્યાં. વસંતમાલતી તો જાણે બાજી ખેલી ચાલી ગઇ. એણે તો કહ્યું હતું કે આ બેડી તોડી નાંખો નહીં તો બુમ પાડીશ કે તમે પુરૂષ છો. તેથી બેડી તોડવી પડી. આથી લાગ જોઇ તે નાસી છુટી પણ મહારાણીને કોણ લઇ ગયું ?। તે સમજાતું નથી " પુરાણીએ દિવાન સાહેબને હકીકત નિવેદન કરી.

દિવાન સાહેબ હકીકત સાંભળી આશ્ચર્યમાં લીન થયા. તેમની બુદ્ધિએ કાંઇ વિશેષ પ્રકાશ ના પાડયો. બુઢ્ઢા અમલદારને મારી તેણે કાંઇ પ્રપંચ કરી મહારાણીને છુપાવ્યા હોય તો તપાસ કરવાનો અભિપ્રાય દિવાન સાહેબે આપ્યો. પુરાણી અને શાસ્ત્રીએ જણાવ્યું કે તે બુઢ્ઢોજ કેદમાં છે તો મહારાણી સંતાડવાનો પ્રયત્ન શી રીતે કરે ?

આખરે દિવાન સાહેબ લશ્કર, બુઢ્ઢો સરદાર તથા કાફલા સાથે અમલગઢ તરફ વિદાય થયા. રમીઓ વસંતમાલતી અને મહારાણીને ઉપાડી જનારની બુદ્ધિની પ્રસંશા કરતા જુદા રંગમાં ચઢયા.

ઓઢયું ઉંદરે અને બોગવ્યું ભોરંગે એવો ઘટ બન્યો.

*

---

# પ્રકરણ ૨૧ મું

## અદ્ભૂત યોગ.

ડુંગર ખોદ્યો હોંપમાં, ઉંદર થયો પ્રકાશ;
દળી વળાયું ફૂલડી, પૂર્ણ થઇ નવ આશ.

વિશ્વમોહિની અને મણિકાન્તાને શોધવા જવાનું પ્રતાપસિંહ અને જ્યોતિષીજીને સોંપી, કુમાર વિજયસિંહ અને રંગી નવલસિંહને પાછું ફરવું પડ્યું. કુમાર સરહદ સાચવવા કેટલુંક લશ્કર રાખવાની અવસ્થા કરી બાકીના લશ્કર સાથે નવીનદુર્ગ પાછા પધાર્યા.

રાજકુમારી અને મણીકાન્તા મહેલમાંથી ઉપડી ગયાં ત્યારથી રાજા ખડ્ગસિંહ અને મહારાણી મોહનાની ચિંતાનો કાંઇ પાર નહોતો. અમલગઢના વ્હેમસિંહે ચઢાઇ કરવાથી આ ચિંતામાં વધારો થયો હતો. આખા શહેરમાં તમામ રૈયત પણ ઉદાસ બની હતી. સર્વત્ર શોક પ્રસરી રહ્યો હતો.

કુમારે વ્હેમસિંહ ઉપર વિજય મેળવ્યો, વ્હેમસિંહ યુદ્ધમાંથી નાસી છુટ્યો, અને રાજકુમાર, પ્રતાપસિંહ તથા નવલસિંહ સાથે રાજકુમારીની શોધમાં ગયાની ખબર અનુચરદ્વારા આવતાં કાંઇક આશા બંધાઇ હતી. રાજકુમાર નવલસિંહ તથા લશ્કર સાથે હવે પાછા નવીનદુર્ગમાં પધારે

છે એ વર્તમાને આ આશાને પુરતું પોષણ મળ્યું હતું કે રાજકન્યા તથા મણીકાન્તાનો પત્તો લાગ્યો હશે અને રાજકુમાર સાથે તે હવે આવી થોડાજ સમયમાં મળશે. પરંતુ આશા સર્વાંશે ફળિભૂત ન થઈ. રાજકુમાર નવલસિંહ સાથે એકલાજ લશ્કર લઈ નવીનદુર્ગમાં પ્રવેશ્યા;-આથી પાછી રાજમહેલ, રણીવાસ અને રાજા રાણીના હૃદયમાં પૂર્વવત્ ઉદાસી પ્રસરી.

રાજકુમારના મુખથી બ્રહ્મસિંહ મહારાજા પકડાયાના હાલ સાંભળી ખડ્ગસિંહને ઠીક લાગ્યું. પરંતુ રાજકુમારીના નાળામાં પત્તો લાગવા છતાં ત્યાંથી વળી અદૃશ્ય થયાના વર્તમાને મહારાજાને ઘણાજ દુઃખમાં દાબ્યા. પ્રતાપસિંહ અને જ્યોતિષીજી શોધમાં ગયા છે તે હકીકત પણ રાજકુમારે જણાવી. મંત્રિ મહોબતસિંહ આદિ સજ્જન વર્ગે શાંતિ આપી કે પ્રતાપસિંહ વિના કાર્ય સિદ્ધ કર્યે પાછા નહીં આવે અને કદાપિ કોઈ રાજકુમારીને પાતાળમાં લેઈ ગયું હશે તો ત્યાંથી પણ પત્તો મેળવી પાછાં લાવશે, તોપણ ખડ્ગસિંહ મહારાજાને શાંતિ ન વળી. મોહના મહારાણીનું તો પૂછવુંજ શું ! ! આહાર, નિદ્રા સર્વનો તે ત્યાગ કરી માત્ર રાજકુમારીનું પુનઃ પુનઃ સ્મરણ કરી આક્રંદ કર્યા કરવા શિવાય અન્ય કાંઇ પ્રવૃત્તિ કરતાં નહોતાં.

વિશ્વમોહિની વિના રાજકુમાર વિજયસિંહની પણ સ્થિતિ અસ્વસ્થજ હતી. નવીનદુર્ગ ના છુટકે આવવા પાછું ફરવું પડેલું, તો પણ તેમનો જીવ રાજકુમારીમાં જ હતો. રાત્રિ દિવસ તે વિશ્વમોહિનીનાજ વિચારો કરતા હતા. સ્વપ્નાં પણ તેવાંજ આવતાં હતાં વિજયગઢ જઈ માતાપિતાને મળવાની પણ વૃત્તિ કોઈવાર થઈ આવતી પણ વૃત્તિનો વેગ આમ ઉદાસિનતા આગળ મંદ પડતો. તે કાંઇ કરી શકતા નહીં.

દુઃખના દિવસો પણ એક પછી એક આવવા માંડયા. રાજકુમાર એક

રાત્રિએ પોતાના દિવાનખાનામાં અર્ધ જાગ્રત સ્થિતિમાં પલંગ ઉપર પોઢેલા હતા. મધ્ય રાત્રિ ક્યારનીએ વીતી ગઇ હતી. વિચાર વિશ્વમોહિનીનાજ આવ્યે જતા હતા. એવામાં " રાજકુમારી " શબ્દ વિજયકુમારને કાને પડયો. કુમારનું ધ્યાન આ શબ્દે ખેંચ્યું જાણે રાજકુમારીની કોઈ વાર્તા કરતું હોય તેમ ભાસ્યું. રાજકુમારે તે તરફ ધ્યાન આપતાં નીચે પ્રમાણે વિશેષ સાંભળ્યું:—

" હું ખરૂં કહું છું. મારૂં પ્રથમ તો માનવું હતું કે કુમારનો કુમારી પર પ્રેમ સાચો, પણ હવે તો મને લાગે છે કે તે ઉપરનોજ. સાચો પ્રેમ હોય તો અહીં પડી ન રહેતાં જરૂર શોધમાંજ મચ્યા રહે. "

" કોણ છે ? ચોર ! જુઓ, તપાસો. " એક પહેરગીર બોલી ઉઠયો. થોડીવાર ચારે બાજુ શોધ ચાલી પરંતુ કાંઇ પણ ચોરનો પત્તો ન લાગવાથી પુનઃ શાંતિ પ્રસરી.

રાજકુમારે વિશેષ કાંઇ ન સાંભળ્યું. પલંગમાંથી ઉઠી રાજકુમારે આ કોણ બોલ્યું વગેરે તપાસવા પ્રયત્ન કર્યો. પહેરગીરો અને દરબારી સીપાઇઓ વિવિધ વાતોના તડાકા મારી રહ્યા હતા એટલુંજ માત્ર રાજકુમારને સમજાયું. કુમારનો ભેદ ખુલ્લો ન થયો. તેને એમજ લાગ્યું કે આ દરબારીઓએજ વાત વાતમાં મારા માટે ઉપરના શબ્દો કહેલા.

કુમારની છાતીમાં શબ્દો વજ્ર પ્રહારની પેઠે વાગ્યા. " જો દરબારીના દિલમાં એવો વિચાર ઉદ્‌ભવ્યો છે કે વિજયકુમાર રાજકુમારીને સત્ય દિલથી નથી ચહાતો, તો તેવોજ વિચાર મહારાજાના દિલમાં કેમ થયો નહીં હોય ? ? અરે મહારાણીને પણ આવોજ વસવસો પેદા થયોજ હશે. હવે આ સ્થાનમાં વિશેષ રહેવું યોગ્ય નથી. હવે વિજયગઢ જવું તે પણ બરોબર નથી. ત્યાં જતાં પણ લોકો કહેવાનાજ કે કુમારનો પ્રેમ તો ઉપરનોજ. "

બાકીની રાત્રિ નિદ્રારહિત—અસ્વસ્થજ રાજકુમારે ગાળી. પ્રાતકાળ

થયો. રાજકુમાર સ્નાન પૂજા આદિ પ્રાતકર્મ અને નાસ્તો કરી સવેળા પરવારી, પોતાનો ઘોડો મંગાવી તેના ઉપર સવાર થઇ કિલ્લાની બહાર નીકળ્યા. કેટલાક સવારો સાથે થયા પણ રાજકુમારે તેમને રોકયા. માત્ર નવલસિંહે સાથ ન છોડયો. તેને સાથે ના આવવા રાજકુમારે ઘણુંએ કહ્યું પણ નવલે ના માન્યું. હવે તેને છોડીને આગળ વધી જવાને રાજકુમારે ઘણાજ વેગથી અશ્વને દોડાવ્યો. નવલસિંહ સામાન્ય શકિત વાળો મનુષ્ય નહોતો. તે એક ઘણોજ પ્રવીણ રંગી હતો. દોડવામાં તો તે ઘણું કરી તેજી અશ્વને પણ પાછળ મૂકી દે એવી શકિતવાળો હતો. નવલસિંહે કુમારના અશ્વનો સગ ન છોડયો. હવે તો વળી પહાડ જંગલની ખડબચડી જમીન આવી એટલે ઘોડાથી પણ ઘણા વેગથીનચલાયું.

નવલસિંહને ઘણોજ થાકી ગયેલો જોઇ રાજકુમારને દયા આવી. "અહા આ મારા પર કેટલી પ્રીતિ રાખે છે ! તેના જીવમાં જીવ છે ત્યાં સુધી તે મારો સાથ નહીં છોડે. એને જાણી બુઝીને દુઃખ દેવું તે યોગ્ય નથી. વળી તેના સાથે રહેવાથી મને કોઇ અડચણ પણ નથી" વગેરે મતલબના વિચારો કુમારને આવ્યા. રાજકુમારે ઘોડો અટકાવ્યો નવલસિંહ સ્હામે જોઇ મ્હોં મલકાવ્યું.

" અરે જરા એ તો જણાવો કે શું ધાર્યું છે ! " હાંફતાં હાંફતાં નવલસિંહે કહેવા માંડયું—" આપનો શો વિચાર છે ! કોઈ ભ્રમ તો નથી થયો ને ! "

" આ અશ્વને ચરવા અહીં છોડી દો અને પછી સાંભળો કે મેં શું ધાર્યું છે. " વિજયકુમારે નીચે ઉતરી કહ્યું.

નવલસિંહે ઘોડાનો સામાન ઉતાર્યો. તેમાંથી એક ગાદી રાજકુમારને બેસવા પાથરી ઘોડાને ચરવા છુટો મૂકયો. રાજકુમારની પાસે બેસી જઇ ફરી પૂછ્યું:—બોલો હવે, શું વિચારીને આમ નવીનકુમાર એકલા નીકળ્યા છો ! "

ઉત્તરમાં કુમારે રાત્રિની પુરેપુરી હકીકત જણાવી. વધારામાં કહ્યું કેઃ—" જ્યાં સુધી રાજકુમારીનો પત્તો ન લાગે ત્યાં સુધી હવે નવીનદુર્ગ કે વિજયગઢ નહીં જાઉં. "

" આપનો વિચાર ભુલ ભરેલો છે, અમારા લોક કરતાં આપ શું વિશેષ પત્તો મેળવી શકશો ? પ્રતાપસિંહ અને જોષીજી ગયા છે. વળી હુકમ હોય તો હું પણ શોધમાં જાઉં. આપ કાંતો પાછા નવીનદુર્ગ જાઓ કે ત્યાં ન જવું હોય તો વિજયગઢ જાઓ. વિજયગઢ અહીંથી ઘણુંજ નજીક છે. આપ ઘર નજીકજ આવી પહોચ્યા છો. " નવલસિંહે રાજકુમારને સમજાવતાં કહ્યું.

" શું અહીંથી વિજયગઢ નજીક ? મારા ધારવા પ્રમાણે તો નવીનદુર્ગ કરતાં પણ તે વિશેષ દુર હોવું જોઇએ. " રાજકુમારે વિચારમાં પડી કહ્યું.

"આપ ભુલો છો. આપ ધુનમાં ને ધુનમાં એવા વેગથી અશ્વ દોડાવતા વચ્ચે જતા હતા કે પૂર્વ પશ્ચિમનું પણ ભાન ન રહે. પરંતુ મને તો ચોક્કસ ખબર છે. અહીંથી વિજયગઢ માત્ર બેજ ગાઉ છે.

જુઓ. આ વડનું મ્હોટું ઝાડ છે. મહારાજા બ્હેમસિંહને કેદમાં પુર્યા છે ત્યાં અહીંથી ત્યાં જવાય છે. અરે ! અરે ! જુઓ સ્હામેથી પ્રતાપસિંહ અને જોષીજી આવતા જણાય છે. ડોળી ઉચકીને આ તરફ આવે છે. તે અત્યારે ક્યાંથી ! જરૂર કાંઇને કાંઇ પત્તો મેળવ્યો હશે". સ્હામેથી પ્રતાપને આવતો જોઇ હર્ષમાં આવી જઇ નવલસિંહે કહ્યું.

પ્રતાપસિંહ અને જોષીજી દુરથી ડોળી લઇ આવતા જણાયા. રાજકુમારથી ન રહેવાયું. તે સ્હામા ચાલ્યા. નવલસિંહ પણ સાથેજ ઉઠયો. પ્રતાપસિંહ અને જોષીજીએ પણ બન્ને ને જોયા. તેઓ પણ ઝપાટાબંધ આવ્યા. ડોળી નીચે મૂકી, રાજકુમાર, પ્રતાપસિંહ, જોષીજી, અને નવલસિંહ સર્વ હર્ષથી મળ્યા.

" આ કાંઈ પત્તો લાગ્યો ? આ ડોળીમાં કોણ ? " અધીરા બની જઇ રાજકુમારે પ્રશ્ન કર્યો.

" હા. " પણ તમે ક્યાંથી તે તો કહો. પ્રતાપે અર્ધો ઉત્તર આપી સ્હામો પ્રશ્ન કર્યો.

" તે આ નવલસિંહને પૂછજો. " રાજકુમારે જણાવ્યું પણ મારા પ્રશ્નનો ઉત્તર તો આપો. "

" જુઓ સાંભળો " પ્રતાપે કહેવા માંડ્યું. "આ મહારાજા વ્હેમસિંહની મહારાણી સત્યમતિ છે. હાલ તે બેહોશ છે. એક સ્ત્રી જાતીને ગુલામ બનાવનાર સોદાગરી કાફલામાં તે સપડાઇ હતી. નવીનદુર્ગથી વસંતમાલતી પણ રાજકન્યાને શોધવા નીકળેલી તેજ કાફલામાં સપડાઇ હતી. રાજકુમારીની શોધમાં અમે કાફલો તપાસતાં આ હકીકત જાણી. મહારાણીની શોધમાં અમલગઢના રંગીઓ પણ નીકળ્યા હતા. તે મહારાણીને છોડાવવા યત્ન કરી રહ્યા હતા તે પણ અમે જોયું. વસ્તુ સર્વ રાંધી તૈયાર થાય ત્યારે તૈયાર રસોઇ જમી જવી એવો વિચાર અમે કર્યો. અમલગઢના રંગીઓએ કાફલા ઉપર હુમલો કર્યો. વસંતમાલતી સર્વથી પ્રથમ છુટી નાસી આવી અને તે મળતાંજ અમે કાફલામાંથી એક ડોળી ઉપાડી મહારાણીને લેઇ વિદાય થઇ ગયા. મહારાણીને અમે પુછ્યું કે, જો આપની ઇચ્છા હોય તો માનભેર આપને અમે અમલગઢ મૂકી આવીએ; અગર આપની મરજી હોય તો વ્હેમસિંહ મહારાજ જ્યાં કેદમાં છે ત્યાં લઇ જઇએ. મહારાણીનો વિચાર અમલગઢ પાછો જવાનો નહીં પણ મહારાજાની સાથે કેદનેજ તે સ્વર્ગ ગણી ત્યાં રહેવા ઇચ્છતાં હોવાથી તેમને વ્હેમસિંહ સાથેજ રાખવા અમે લેઇ જઇએ છીએ. અમે મહારાણીને જણાવ્યું કે જો વ્હેમસિંહ મહારાજા પાસે જવું હશે તો પ્રથમ બેહોશ બનવું પડશે. તે વાત તેમણે સ્વીકારી તેથી બેહોશ કર્યાં છે. " પ્રતાપસિંહે હકીકત કહી.

" પણ ત્યારે વસંતમાલતી ક્યાં છે ? ! તે પણ છુટી કની ! ? વળી રાજકુમારીનો પત્તો લાગ્યાનું તમો કહો છો તો તે ક્યાં છે ? કેવી રીતે પત્તો લાગ્યો તે જણાવોને ? " રાજકુમારે અધીરા બની પૂછ્યુ..

" મહારાણીને કેદખાનામાં બહેરમસિંહ પાસે મૂકવાનાં અને પાછું રાજકુમારીની શોધમાં અમારે જવાનું, તેથી અમે વસંતમાલતીને નવીનદુર્ગ જવાનું કહ્યું. તેણે જણાવ્યું કે રાજકુમારીનો પત્તો મેળવ્યા વિના નવીનદુર્ગ ન જવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. આમ કહી શોધ કરવા તે બીજી બાજુ તરફ ગઈ અને અમારે એની મરજી ઉપર તેને છોડવી પડી. અમે મહારાણીની ડોળી સાથે આવતા હતા એટલામાં તેમની મહા સમર્થ વિદ્યાના આધારે જોષીજી મહારાજ જણાવે છે કે રાજકુમારીનો પત્તો કેદખાનામાંજ લાગશે. " પ્રતાપે હકીકત પૂરી કરી.

" રાજકુમારીનો પત્તો કેદખાનામાં લાગશે. " એવી ખબર સાંભળતાંજ રાજકુમારની નસોમાં પૂર વેગથી લોહી દોડવા લાગ્યું. જાણે ઉડીને જાઉં કે શું કરૂં એમ મનમાં થવા લાગ્યું,

નવલસિંહે રાજકુમારનો ઘોડો તૈયાર કર્યો. રાજકુમાર સવાર થયા. પ્રતાપસિંહ અને નવલસિંહે ડોળી લીધી. જોષીજી સાથે ચારે જણા ખોજ તરફ ચાલવા લાગ્યા. થોડીવારમાં દરવાજો દેખાયો.

દરવાજો એવડા તાળાથી બંધ હતો. ઉઘાડવાની રીત માત્ર પ્રતાપસિંહજ જાણતા હતા. નવલસિંહ અને જોષીજીને તે રીત બતાવતાં કાંઇ પણ અડચણ નહોતી. રાજકુમાર વખતે કોઇ પ્રતિરંગીથી ઠગાય તે ભયથી તેણે રાજકુમારને ઉદ્દેશી કહ્યું:—જુઓ હવે તમારા દેખતાંજ મારે દરવાજો ઉઘાડવો પડે છે. સાવધ રહેજો. જોજો વળી કોઈ ભૂલાવામાં ફરી ફસાતા. "

પ્રતાપે તાળાં ઉઘાડવામાંડયાં. પ્રથમનું તાળું તો પૂર્વે જણાવ્યા પ્રમાણે સિંહના મ્હોંમાં હાથ ઘાલી તેની જીભ બહાર ખેંચી કાઢી ઉઘાડયું. હવે બીજુ તાળુ ઉઘાડવા માંડયું.

દરવાજાની બન્ને બાજુએ બે આરસપહાણના પત્થરો જડેલા હતા. જમણી બાજુના પત્થર ઉપર પ્રતાપે જોરથી લાત મારતાં પત્થર ત્યાંથી ખસી અંદર પેસી જઇ જમીન ભેગો થઇ ગયો. એક ન્હાનો ચોરસ ચબુતરો જણાયો. એક ફેણાધારી સાપ ગુંછળુ માંડીને બેઠો હતો. સાપની ગરદન પકડી તેને જેમ પેચ ફેરવે છે તેમ પ્રતાપસિંહે ફેરવ્યો. એક અવાજ સાથે દરવાજો ઉઘડયો.

ડોળી સાથે ચારે જણા દરવાજામાં પેઠા. અંદરથી દરવાજો બંધ કરી, અંદરજ ડાબી બાજુના એક ગોખલામાં હાથ ઘાલી પ્રતાપે કાંઇક કર્યું. શું કર્યું તે કોઇ સમજી ન શકયા.

" આ ગોખલામાં શું છે ?! " જ્યોતિષીએ પૂછયું.

" તેમાં એક કુંચી છે. તે ફેરવવાથી મેં લાત મારી ખસેડેલો પત્થર પાછો હતો તેમ થઇ જાય છે. ફકત બંધ કરવામાંજ આ કુંચી ખપ આવે છે. ઉઘાડતાં તો મેં કર્યું તેમજ કરવું પડે છે. " પ્રતાપે ભેદ ખુલ્લો કર્યો.

હવે મહારાણીને શુદ્ધિમાં આણ્યાં. તેમણે રાજકુમારને ઓળખ્યા. "ચાલો હવે તમને મહારાજા પાસે પહોચાડીએ" એમ તેમને કહેવામાં આવતાં તે સર્વની સાથે ચાલવા મંડયાં.

" પણ વિશ્વમોહિની કયાં છે ?! " રાજકુમારે જ્યોતિષીજી તરફ જોઇ અંદર જતાંજ પુછયું.

" હું પ્રથમ કોઇવાર આ જગાએ આવ્યો નથી કે તેથી આપને

એકદમ બતાવી શકું. પ્રથમ બ્હેમસિંહ મહારાજાને તો શોધો. આપ અધિરા શું બનો છો? વિશ્વમોહિની પણ દેખાશેજ." જ્યોતિષીજીએ શાંતિથી ઉત્તર આપ્યો. કુમાર વધુ ન બોલી શક્યા.

બ્હેમસિંહ મહારાજાને શોધતા શોધતા સર્વ નિર્ઝર પાસે આવ્યા. આકાશની સાથે જાણે વાતો કરતા હોય તેમ મહારાજા બ્હેમસિંહ ઉચું મોઢું કરી નિર્ઝરની સ્હામે પાર એક પત્થરના ઉપર ઉભેલા સર્વને જણાયા.

મહારાજાને જોઇ મહારાણી મસ્ત બની ગયાં. નિર્ઝરમાં કેટલું પાણી છે અને તેની પાર જવાશે કે કેમ તેનું પણ તેમને ભાન ન રહ્યું. એકદમ તે નિર્ઝરમાં પડ્યાં. તેમાં પાણી થોડુંજ હતું. તે સ્હામે પાર ગયાં. જઇને ડુસકેને ડુસકે રડતાં બ્હેમસિંહ મહારાજાના પગ આગળ પડ્યાં.

એકાએક રાણીને જોઇ મહારાજાએ તેમને ઉઠાડ્યાં અને છાતી સરસાં ચાંપ્યાં. રાજકુમાર, નવલસિંહ, જોષીજી વિગેરે નિર્ઝર ઉતરી એટલામાં આવી પહોંચ્યા.

"કેમ તમે અહીં કેવી રીતે આવ્યા? તમે પણ આ લોકોથી ફસાયા કે શું?" જોષીને જોતાં બ્હેમસિંહ મહારાજાએ પુછ્યું.

"ના. હું ફસાયો નથી પણ આ લોકોએ કૃપા કરી મને તેમના મંડળમાં બેળવ્યો છે. હવે હું રાજકુમારનો પક્ષી છું. આપનો સંબંધ મેં છોડ્યો છે." જોષીજીએ ઉત્તર આપ્યો.

કેદમાં પડેલા હોવા છતાં પણ, જોષીજીના વાક્યથી બ્હેમસિંહ મહારાજને ગુસ્સો આવ્યો. આંખ્યો લાલ લાલ થઇ ગઇ. તે ગુસ્સા ભરી નજરથી જોષી તરફ જોવા લાગ્યા.

"હવે આપના આ મિથ્યા ક્રોધથી શું લાભ? જેને માન અપમાનનું

માન છે તે તો જ્યાં પોતાની ઇજ્જત જળવાય ત્યાંજ રહી શકે. આપ મનમાંજ વિચારો, પછી કહો કે આપે મારા તરફ કેવું વર્તન રાખ્યું ? આપને એમ પણ લાગ્યું હતું કે આખર તો હું બ્રાહ્મણ છું ? હાં લાભ આપ્યો કરવાથી શું ફાયદો ?" જોષીજીએ ટકો માર્યો.

બ્રહ્મસિંહ મહારાજા ઉત્તર ન દઇ શકયા. તેમણે માથું નીચું ઘાલ્યું. સર્વ ત્યાંજ ઉભા રહ્યા.

પ્રતાપસિંહ આ વખતે ખીણની આજુ બાજુ વિશ્વમોહિનીનો પત્તો મેળવવાની અભિલાષામાં ફરતો હતો. તેણે એકાએક અવાજ સાંભળ્યો. "પ્રતાપસિંહ."

પ્રતાપસિંહે અવાજ આવ્યો તે બાજુ તરફ મ્હોં ઉંચું કર્યું. વિશ્વમોહિનીની મૂર્તિ દેખાઇ તેને જોતાંજ તેની આંખમાંથી આંસુ નીક- ળવા લાગ્યાં. રાજકુમારીની સ્થિતિ ખરેખર દયાજનક હતી. માથાના વાળ ખુલ્લા હતા. મુખકમળ કરમાયલું હતું. શરીર ઉપર મૃત્તિકા લેપ ચઢી ગયો હતો. કપડાં ફાટી ગયાં હતાં. અશ્રુપ્રવાહ ચાલતો હતો. પહાડ ઉપર એક ન્હાની ગુફાની બહાર તે ઉભાં હતાં ત્યાંથી તેમણે પ્રતાપને જોઇ બોલાવ્યો.

પ્રતાપ પહાડની બાજુ દોડ્યો. પહાડપર ચઢીને કુમારી પાસે જવાનો તેણે વિચાર કર્યો. તેમ ન બન્યું. રસ્તો ન મળ્યો. ઘણો પ્રયત્ન કર્યો પણ ફોકટ. આખરે તેણે પુછ્યું:– "રાજકુમારી તમે અહીં કેવી રીતે આવી ફસ્યાં ?"

પ્રતાપસિંહનો સ્વર સ્પષ્ટ રાજકુમારીને કાને પડ્યો. રાજકુમારીએ શો ઉત્તર આપ્યો તે પ્રતાપને કાને ન પડી શકયો:–"પ્રારબ્ધ ! રાજકુમાર કયાં ?" એવા ભાગ્યા તૂટયા શબ્દો માત્ર પ્રતાપને કાને પડયા.

"અરેરે રાજકુમારી બરોબર વાત પણ કરી શકતાં નથી" એમ બો-

હતાં પ્રતાપે રાજકુમારીને આશ્વાસન આપવા જણાવ્યું:—

" રાજકુમાર અહીંજ છે. તમે રહો. આ ક્ષણેજ હું બોલાવું છું."

પ્રતાપે તુરતજ રાજકુમાર, જોપીજી વગેરે હતા તે તરફ ઉતાવળે પગલે જવા માંડ્યું.

" વધાઇ ! વધાઇ ! " રાજકુમાર નજરે પડતાંજ પ્રતાપસિંહે ગર્જના કરી.

" ક્યાં છે ! ક્યાં છે ? " રાજકુમાર બોલી ઉઠ્યા.

" આમ આવો બતાવું. " પ્રતાપે પોતાની તરફ સર્વને બોલાવ્યા.

" જુઓ ઉંચે પહાડપર ! " પ્રતાપે વિશ્વમોહિનીના પહાડને બતાવ્યો.

રાજકુમારીએ કુમારને જોયા અને કુમારે રાજકુમારીને જોયાં.

એક બીજાને મળવા બન્ને આતુર થઇ ગયાં.

પહાડ ઉપર ચઢાશે કે કેમ તેનો વિચાર કર્યા વિના રાજકુમારે ઉપર ચઢવા માંડ્યું પણ શું વળે ?

" કેમ આમ ગાંડા બનો છો ? જો ઉપર જવાનો રસ્તો હોત તો ક્યારનો જઇ રાજકુમારીનેજ હું નીચે ના લાવ્યો હોત ? " પ્રતાપે જણાવ્યું.

એકી ટસે બન્નો એક બીજાની સ્હામે જોવા લાગ્યાં. બન્નેની આંખોમાંથી નદી વહેવા લાગી. પણ શું વળી શકે ? કેવા અજબ ગજબ! જેને માટે ઘરબાર છોડ્યાં, જેને મળવાની આશામાં પોતાના જીવની આશા પહેલેથીજ છોડી હતી, જેને માટે હજારો માથાં કપાયાં, જે મહિનાના મહિના અદશ્ય રહી આજે દેખાઇ, તેને મળવાનું તો જાણે બાજુ રહ્યું પણ તેની સાથે બરાબર સ્પષ્ટ વાતચિત પણ ન થાય ! અહા કેવા

વિચિત્ર સમય ! ભાગ્યની કેવી વિચિત્ર દશા ! ? આ બન્નેની આ વખતે જે દશા હતી તેનો ખ્યાલ બીજાને કેવી રીતે આવે ? !

હવે જોષી મહારાજના શરણ શિવાય બીજો કોઇ ઉપાય નહોતો. સર્વેએ તેમના સ્હામે જોઈ " હવે શું કરવુ ? " એમ પુછયું.

જોષીજીએ વેઢા ગણવા માંડયા. તે બોલ્યા:—" કોઇ ભારે પરાક્રમ વિના રાજકુમારીનું ઉપરથી નીચે આવવું દુર્ઘટ છે. જે માર્ગથી તે અંદર આવ્યાં છે તેજ માર્ગથી બહાર નીકળીશકશે. માટે હવે તો રાજકુમારીને પુછો કે કયા રસ્તે તમે અહીં આવ્યાં છો ? જો તે બતાવે તો પછી તે રસ્તે જઇ કાંઇ પ્રયત્ન થાય. આ કૌમ ચમત્કારી છે. સામાન્ય નથી. "

પ્રતાપે પોતાના પહાડી ઘાંટાથી રાજકુમારીને જણાવ્યું:—" હવે વિના ગભરાયે મહેરબાની કરી બતાવો કે તમે કયે રસ્તે અહીં આવ્યાં છો ? જો મ્હોંથી ન કહેવાય તો કોઇ પાંદડા ઉપર લખીને ફેંકો. "

વિશ્વમોહિની કેટલાંક પાંદડાં અને તેના ઉપર લખવાના સાધનરૂપ કોઇ સળી શોધવા ત્યાંથી ઉઠી આમ તેમ નીચે મ્હોંયે ફરવા લાગી. કોઇનો પગરવ જાણે સંભળાતાં રાજકુમારીએ મ્હોં ઉંચું કર્યું, તો મણીકાન્તા આવતી જણાઇ. મણીકાન્તા અને રાજકુમારી પરસ્પર ભેટયાં.

"વાહ સખિ !, વખતસર આવી પહોંચી. જો નીચે રાજકુમાર, પ્રતાપ સિંહ વિગેરે પણ છે. તેમનું બોલવું મારાથી સંભળાય છે. પણ મારા શબ્દો તે સાંભળી શકતા નથી. કયે રસ્તે હું આવી તે પ્રશ્ન મને પુછે છે. તેનો ઉત્તર કોઈ પાંદડાં ઉપર લખીને મોકલવા હું પાંદડાં એકઠાં કરતી હતી એટલામાં તું આવી પહોંચી. "

મણીકાન્તાએ ચારે તરફ નજર દોડાવી નીચે ઉતરવાનો કોઇ માર્ગ

હોય તો તેની શોધ કરી. કાંઇ યુકિત ન સૂઝી. આખરે તે બોલી—"પાં-દડાં ઉપર લખવાની કાંઇ જરૂર નથી. મ્હારો ધાંટો તે લોક સાંભળશે. પણ પહેલાં કહો કે તમને પેલા ગરૂડ પક્ષીએ પકડયાં હતાં કે કોઇ બીજા રસ્તે ફસાયાં ? "

" હા. તે પક્ષીએજ મને ચાંચમાં લેઇ લીધી હતી. ? તને પણ તે-ણેજ સપડાવીને ? "

" ના, હું બીજા રસ્તે આવી છું. તે જણાવતા પહેલાં આ ખંડેર નો પત્તો પેલા લોકોને આપવા દો કે જેથી આપણા છુટકારાની તે તજ-વીજ કરે. મને લાગે છે કે હવે કેટલાએ દિવસ આપણે અહીં ફસાઇ રહેવું પડશે. પણ લાચાર ! " મણીકાન્તાએ જણાવ્યું.

કુમારી અને મણીકાન્તા પાછાં રાજકુમાર, પ્રતાપસિંહ, નવલસિંહ જોષીજી વગેરે નીચે ઉભા હતા ત્યાં ઉપરની બાજુ આવી પહોચ્યાં.

"જે નાળામાં અમને હેમસિંહે કેદ કર્યાં હતાં ત્યાંથી દક્ષીણ બાજુ આઠ ગાઉ ઉપર એક પુરાણું ખંડેર છે. આ ખંડેરમાં એક ઘણુંજ પત્થ-રનું બનાવેલું ગરૂડ પક્ષીનું કરામતી પૂતળું છે. આ ગરૂડપક્ષી કુમારીને ગળી ગયું હતું. આ ચમત્કાર પૂર્ણ ખંડેર તોડીને અમને બચાવો. બીજો કોઇ રસ્તો બચવાનો નથી. હું ઘણી સંભાળથી આ ખંડેરમાં ગયેલી છતાં ફસાઇ. ત્યાં જાઓ તો બહુ સંભાળથી જજો. આ જગાએ અમારી ખાવા-પીવાની કાંઇ ફિકર ન રાખશો. અહીં ફળ જૂદાં જૂદાં અસંખ્ય છે. પીવા પાણી પણ છે. તમે સર્વ સંભાળથી કામ કરશો. હું આશિષ આપુ છું કે રાજકુમાર આ ખંડેર તોડશે. તમો સર્વ તેનો સાથ ન છોડશો. " મણી કાન્તાએ બોલવું બંધ કર્યું.

વ્હાલા વાચક ! હેમસિંહ મહારાજના પરાજયની અને વિજયકુમા

રના જયની, એટલુંજ નહીં પણ બ્હેમસિંહ અને તેની રાણી સત્યમતિ કુમાર નાહાથમાં કેદ પકડાયાની હકીકત જાણી; તેમ રાજકુમાર અને મણીકાન્તા નવીનદુર્ગમાંની ગુમ થયેલાં તેમનો પત્તો પણ મળ્યો. પત્તો મળ્યા પણ ક્યાં ? પહાડ ઉપર ! તેમને છોડાવવાં તે કામ કાંઇ એક દિવસનું નહોતું. માત્ર પત્તો મળવાથીજ ખડ્ગસિંહ મહારાજ અને રાજકુમા રીની માતા સંતોષ થાય તેમ નહોતું. એટલાથીજ રાજકુમાર અને કુમારીની તથા પ્રતાપસિંહ અને મણીકાન્તાની મનની ઇચ્છા સરી એમ ન ગણાય ! જ્યાં સુધી બ્હેમસિંહના રંગીઓ વશ ન વર્તાવાય ત્યાં સુધી માત્ર બ્હેમસિંહ અને તેની રાણી કેદ પકડાવાથી અમલગઢ ઉપર વિજયકુમારનો વિજય થયો ન સ્વીકારાય, કે વળી મહારાજા અજીતસિંહ અને રાજકુમારનાં માતા વીરમતિ પણ આટલાથીજ માત્ર પોતાનું હૈયું ઠારી ન શકે. આથી વિશ્વ-મોહિની મણીકાન્તાને ચમત્કારી ખડેર તોડી રાજકુમાર તેને પ્રાપ્ત કરવા કેટલો પ્રયત્ન સેવે છે અને તેમાં આખરે કેવી રીતે ફતેહ પામે છે, તે વિલોકવાનું કાર્ય આ ગ્રંથના અન્ય ખંડમાં રાખી આ પ્રથમખંડને અંત્યજ પૂર્ણ કરી સહેજ વિશ્રાંતી લેવા વાચકને વિનવું યોગ્ય ધાર્યું છે. અસ્તુ !

**પ્રથમ ખંડ સમાપ્ત.**

# સ્વાદિષ્ટ ચટણીઓ

અમારે ત્યાં બનતી ચટણીઓ ઉમદા અને કીમતી ચીજો સહિત તથા વૈદ્યક–મેડીકલ–યુનાની આરોગ્યશાસ્ત્રના પ્રમાણ સાથ તૈયાર કરવામાં આવે છે. જેથી જમતી વખતે હમેશાં અર્ધા તોલા વજનથી એક તોલા લગી તેનો ઉપયોગ કરવામાં આવે તો તન્દુરસ્તી ઘણીજ સારી રીતે જળવાય છે. ખોરાક ઝડપથી પચે છે શરીરને પુષ્ટિ મળે છે, યાદદાસ્તી તેજ બને છે, લોહી વધે છે અને મિજાજને ખાલાલી મળે છે. તેમજ મુસાફરીમાં આ ચટણીઓનો દર બે ટંક ઉપયોગ કરવામાં આવે તો જગાનું પાણી ખરાબ અસર કરી શકતું નથી. આવી ચટણીઓ યુરોપીયન, દક્ષણી, પારસી બંગાળી અને મહોમેદન ગૃહસ્થો જમતી વખત અવશ્ય ઉપયોગમાં લે છે અને તેને સાથે રાખ્યા વગર મુસાફરી લંબાવતાજ નથી કેમકે તેઓ તે ચટણીઓનાં ગુણો જાણે છે.

## ચટણીઓનાં નામ.

| | |
|---|---|
| નવરત્ન ચટણી ... ... ... | ૧—૧૨—૦ |
| પાચાદિક ચટણી ... ... ... | ૦—૧૨—૦ |
| મનમોહન ચટણી ... ... ... | ૦—૧૨—૦ |
| આરોગ્યવર્ધક ચટણી ... ... ... | ૦—૧૨—૦ |

નીચેના નામવાળાં અત્તરો

# ⊰ પેકબંધ શીશામાં ⊱

( મળશે. )

હીના, ગુલાબ, કેવડો, ખસ, પાંદડી, મોગરો, કેતકી, ચમેલી, મુસ્કેકસ્તુરી, જુઇ, ચંપો, બેલીચો, મોતીચો, ગુલહીના, ગુલદાવદી, સેવતી, અંબર, જસમીન, મુસ્કનીરોલી પેટ્રોનીયા, બેલા, બકુલ, સુરંગી, મોલસરી, આકેસી, લવન્ડર, નારસીસ, વ્હાઇટરોઝ, નાગચંપો બટમોગરો, કસ્તુરી, ગુલસન, વાયોલેટ, પરફ્યુમરી કામીનીયા, દિલબહાર, મદનમસ્ત, મોહીની, પુષ્પ માલતી, લીલાક, સોનચંપો, પાંચોલી, રોઝ, રેડરોઝ, મધુમાલતી, દાવદી, નારંગી મોશરોઝ, માલતી સુવર્ણ કેતકી, દિલખુશ, મુસ્કેહીના, મુસ્કેઅંબર, પારીજાતક, રસીક કામીનીઆ, મલોરોઝ, સોહાગ, મધુરકાન્તા વિગેરે.

| નંબર | શીશી ૧ ભાવ | શીશીની જાત. તોલો ાા | તોલો ૧ |
|---|---|---|---|
| | | તોલો ા | તોલો ાા |
| ૧૬ | ,, | રૂ. ૦—૪—૦ | ૦—૮—૦ |
| ૩૨ | ,, | રૂ. ૦—૮—૦ | ૧—૦—૦ |
| ૬૪ | ,, | રૂ. ૧—૦—૦ | ૨—૦—૦ |

ટપાલ તથા રેલવે—બંને રસ્તે મોકલાય છે.

## કસ્તુરીવાળી ધાતુપુષ્ટીની ગોળીઓ.

આ ગોળીઓ તન મન મગજને પુષ્ટ કરી શરીરને કાન્તીદાર, બળદાર અને વીર્યવંત બનાવે છે. ગોળી ખુશબોદાર, સુંદર, સ્વાદિષ્ટ અને તાકાત આપવામાં વન નંબરછે.

શીશી ૧ ના રૂ. ૧—૦—૦

## ઘેર બેઠાં ગુલાબજલ કેવી રીતે બની શકે ?

અમારા ફક્ત એક ઔંસ રોઝેટમ*(ગુલાબજળના સત્વ) થી અર્ધોશેર ઘણું સારૂં ગુલાબજળ બને છે. ને તે ગુલાબજળ આંખના દરદ, માથાના દુખાવા માટે દાક્તરો દરદીને મોટા પાયા ઉપર ભલામણ કરી વપરાવે છે. વળી વિશેષ ખુબી એ છે કે ગુલાબજળ જે જગાએ એક શેર વપરાતું હોય તેની જગાએ આ એક ઔંસ જ તે ગુલાબજળ કરતાં ઘણું સારૂં કામ કરે છે. મીઠાઇ ઉપર છાંટવા સારૂં, દુધપાક અને શીખંડમાં તથા આઇસક્રીમ અને શરબતમાં નાંખવા સારૂ, દવાઓ ઘુંટવા સારૂ અને દરેક જાતનાં પાકોમાં આ ગુલાબજળમાં કેસર ઘુંટી નાંખવાથી લહેજતદાર પાકો બને છે. તે સિવાય મિજલસ, લગ્ન, મેલાવાડામાં બજાર ગુલાબજળ કરતાં જો આ વાપરવામાં આવે તો સુગંધીથી મિજલસો ખીલી નીકળે છે. કદાચિત આ ગુલાબજળમાંથી વધારે માણુસના સબબે હલકું બનાવવું હોય તો અર્ધાશેર કાચા પાણીમાં ફક્ત એક ઔંસ નાંખવાથી બજાર ગુલાબજળ કરતાં ઘણું ઉંચું ગુલાબજળ બની શકે છે.

કીંમત બે ઔંસની શીશીના રૂ. ૦—૬—૦

આ માલ ટપાલ અને રેલ બંને રસ્તે જઇ શકે છે.

## વાત—વિનાશક તેલ.

( તમામ જાતના વાને મટાડનાર સુગંધીદાર ઔષધિયોથી અને વાને જડમુળથી ખોદી કહાડનારી દવાઓથી તૈયાર કરવામાં આવેલા અમારા વાતવિનાશક તેલના માલેશથી વાને મસળવાથી જે વાનાં દરદો તેલના મરદનથી નાબુદ થાય છે ને સઘળાં દરદો તાકીદે મટી જાય છે. અમારા આ તેલ માટે સારા હકીમો વૈદો ને ડાકટરો ભલામણ કરે છે. શીશી ૧)ના રૂ. ૦—૧૦—૦

**દીલીવાળા લાલા બીશનદયાળ ધરમદાસ—અમદાવાદ.**

# સુરમા

આંખની બળતરા, ઝાંખ, છારી, પડળ શરૂઆતનું ફુલું શરૂ-આતના મોતીઓ, નજરનું ટુંકાપણું અને પાણીનું ઝરવું વિગેરે દ-રદોને મટાડે છે.

સુચના—સુરમો મંગાવતી વખતે વાપરનારની ઉમર લખવી. જુદા જુદા નંબરના સુરમા જુદી જુદી અસર કરે છે. તેની વધુ વિગત માટે ખુલાસાપત્ર જુઓ.

| | શીશી ૧ તોલો ૦। | શીશી ૧ તોલો ૦।। |
|---|---|---|
| સુરમો કાળો નંબર. ૧ | રૂ. ૦—૮—૦ | ૧—૦—૦ |
| સુરમો કાળો નંબર. ૨ | રૂ. ૦—૪—૦ | ૦—૮—૦ |
| સુરમો કાળો નંબર ૩ | રૂ. ૦—૦—૦ | ૧— —૦ |
| સુરમો પીળો નંબર ૪ | રૂ. ૦— —૦ | ૧ ૦—૦ |
| સુરમો ધોળો નંબર. ૫ શીશી ૧ ના ... | ... | રૂ. ૧—૮—૦ |
| સુરમો રાતો નંબર. ૬ શીશી ૧ ના | ... | રૂ. ૦—૧૨—૦ |

## કલપ ( વાળ કાળા કરવા માટે. )

બુઢાંને જુવાન બનવાની ઇચ્છા હોય તો ધોળાના કાળા વા-ળા કરવા માટે અમેરીકનની નવી શોધના આધારે આ કલપ બનાવવામાં આવ્યો છે.

એક શીશીના જોરથી કામ કરવું હોય તો શીશી ૧ ) ના રૂ. ૧- ૧૨—૦

બે શીશીના જોરથી કામ કરવું હોય તો તેવી બોક્ષના રૂ. ૧—૪—૦

દીલીવાળા લાલા કિશનદયાળ ધરમદાસ અમદાવાદ

# મનોહર મુરબ્બાઓ.



અમારે ત્યાં મળતા મુરબ્બા માત્ર ઉંચી જાતના ફ્રુટમાંથી બનાવવામાં આવે છે જેથી ઘણાજ સ્વાદિષ્ટ, દેખાવમાં સુંદર, ગુણમાં ઉમદા ફાયદા બક્ષનાર અને કીમતમાં બહુજ સસ્તા છે. એજ સબબના લીધે અમારા ત્યાંના મુરબ્બાઓ રાજા મહારાજાઓ, યુરોપિયન, પારસીઓ અને બંગાળી ગૃહસ્થોને ઘણાજ પસંદ પડ્યા છે જેથી ઉપરા ઉપરી ઓર્ડરો મોકલ્યા કરે છે કેટલાક જેન્ટલમેનો તો બીજી સુંદર ભેટની ચીજોના બદલામાં અમારા ત્યાંના મુરબ્બાઓ વિલાયત લગી ભેટ તરીકે મોકલાવે છે. આ મુરબ્બા રૂચિકર હોવાથી તન્દુરસ્ત હાલતમાં તેઓનો જમતી વખત ઉપયોગ કરવો હિતાવહ છે. અને બીમાર હાલતમાં રૂચિને તેજ રાખવાની ઘણી જરૂર હોવાથી તેઓનો મરજી વખતે ઉપયોગ કરવો હિતકારક છે; જેથી વૈદ્યો હકીમો અને ડાકટરો અમારા ત્યાંના મુરબ્બા હમેશ વાપરવા માટે ખાસ ભલામણ કરે છે.

## મુરબ્બાઓનાં નામ.

| | |
|---|---|
| આમળાનો ( નં. ૧ ) ... ... | ૦—૧૨—૦ |
| આમળાનો ( નં. ૨ ) ... ... | ૦—૮—૦ |
| ચંદનનો ... ... ... ... | ૧—૦—૦ |
| સેલડીનો ... ... ... ... | ૦—૧૨—૦ |
| આદુનો ... ... ... ... | ૦—૧૨—૦ |
| અનેનાસનો ... ... ... | ૦—૧૨—૦ |
| ધોળીમુસળીનો ... ... ... | ૨—૦—૦ |
| બીલીનો ... ... ... | ૦—૧૨—૦ |
| ભૂરા કોહળાનો ... ... ... | ૦—૧૨—૦ |
| દ્રાક્ષનો... ... ... ... | ૦—૧૨—૦ |
| હરડેનો... ... ... ... | ૦—૧૨—૦ |
| વાંસનો... ... ... ... | ૦—૧૨—૦ |
| આકડાંના પાંદડાંનો ... ... | ૦—૧૨—૦ |
| કરમદાંનો ... ... ... | ૦—૧૨—૦ |
| સફરજનનો ... ... ... | ૦—૧૨—૦ |
| નાસપાતીનો ... ... ... | ૦—૧૨—૦ |
| કેરીનો ( છુંદો )... ... ... | ૦—૧૨—૦ |
| પેઠાનો ... ... ... ... | ૦—૧૨—૦ |
| સેવનો ... ... ... ... | ૦—૧૨—૦ |
| ગુલકંદ... ... ... ... | ૦—૧૨—૦ |

દીલીવાળા લાલા બીશનદયાળ ધરમદાસ—અમદાવાદ.

# દીલ્હીવાળા લાલા બીશનદયાળ ધરમદાસ અત્તરવાળા તરફથી ખોલવામાં આવેલી એજન્સીઓ, બ્રેંચો; અને ઓફીસો

## ઓફીસો.

અમદાવાદ— દીલ્હીવાળા લાલા બીશનદયાળ ધરમદાસ જુમામસીદ સામે. (તેલ, અત્તર, દવા, કાપડ, સુતર.)

,, બીશનદયાળ મુનાલાલ ઠેકાણું મસ્કતી મારકેટ, (કાપડ, સુતર, વિગેરે.)

દીલ્લી— બીશનદયાળ લછમણદાસ નવી સડક, (કાપડ અને સુતર.)

એજન્સી—હિંદુસ્થાન, સીલોન, બર્મા અને નીચેના દરેક મોટા શહેરોમાં છે.

## એજન્સીઓ.

મુંબઇ—બીશનદયાળ ધરમદાસ એજન્સી.

કરાંચી—બીશનદયાળ ધરમદાસ ,,

લાહોર—બીશનદયાળ ધરમદાસ ,,

કલકત્તા—બીશનદયાળ ધરમદાસ ,,

મદ્રાસ—ધી બોમ્બે એન્ડ મદ્રાસ સ્ટોટશો કારપેટ મુ. મદ્રાસ.

રંગુન—બીશનદયાળ ધરમદાસ એજન્સી.

ઝાંસી—રામનારાયણ ટેન્ડ નસીરાબાદરોડ

હાંસોટ—કેવળભાઇ ફકીરભાઈ

બોટાદ—ચતુર કલ્યાણ અને ઓઘડ કાળીદાસ

કપડવંજ—ચુનીલાલ નાથજી

અગસરા—વીરસી ભીમા
ખેરાળુ—આત્મારામ દયાશંકર
પાટણ—ગાંધી જેઠાભાઇ માનચંદ
પાટડી—મેમણદાદા મહુમદ કેશવ ધનજી
વાંકાનેર—બાલાભાઈ હુકમચંદ
ધ્રાંગધ્રા—રતનસી ગણેશ મુલચંદ ડાયર
બીલખા—હીરા કલ્યાણ.
મુલી—વાડીલાલ રઘુભાઈ
જામનગર—નુરભાઇ ઇસ્માલજી તથા અબદુલલતીફ તારમહુમદ
અહુમદનગર—છોટાલાલ હીમતલાલ
વાડાશીનોર—સાકરલાલ હરીવલભ.
લુણાવાડા—જાની પુનમચંદ દલસુખરામ
અકોલા—શેઠ જમાલ નુરમામદ
ઉપલેટા—હાજીઅબુ નુરમામદ
પોરબંદર—હીરજી ગોવિંદજી ગુપ્તા
કવેટા—રાત ઉમેદ હીરા
કલોલ—છગનલાલ જગજીવંન
ભરૂચ—શાવકશા સોરાબજી તથા રતનજી કાવસજી વિગેરે
સુરત—ચંદુલાલ નગીનદાસ
ખંભાત—અંબાલાલ છગનલાલ
સદર—હરીભાઇ નાથાભાઇ
જેતપુર—હાજી તૈયબઅબુ અમદસર
વઢવાણ—મથુર નાગર
લીંબડી—જીવરાજ ખીમજી તથા ચતુરદાસ કાલીદાસ તથા
હરગોવંન સંઘજી
વઢવાંણસીટી—પોપટલાલ સોમચંદ તથા નારણજી ડાયા વિગેરે

# દીલીવાળા લાલા કીશનદયાળ

# ધરમદાસ અત્તારવાળાનો

# માલ વેચનારા એજન્ટોના

# નામની યાદી.



| | |
|---|---|
| ગાંધી છગનલાલ જગજીવન | કાલોલ. |
| ભટ જોઇતારામ સોમેશ્વર | ઉમરેઠ. |
| મેતા દલછારામ પંચમલાલ | વાવ. (થરાદ.) |
| શેઠ શાવકશા સોરાબજી (ગાંધી.) | ભરૂચ. |
| રા. રા. કસલચંદ જીવાભાઈ | પાટણ |
| શેઠ અબદુલરહેમાન ફતેમામદ | ધોરાજી |
| શા. મથુરદાસ નાગરદાસ | વઢવાણકાંપ |
| શા. નારણજી ડોસાભાઈ | વઢવાણશહેર. |
| શેઠ ખુશાલ ઉજમસી | ધોલેરા. |
| શેઠ અમુલખ કેશરી | ધોલેરા. |
| ઈબરાહીમ રસુલભાઈ | નડીઆદ. |
| કલાલ રામચરણ કુરસદ. | મોરબી-ગોંડળ. |

| | |
|---|---|
| ડોશી ડુંગરસી ભુરાભાઈ | વઢવાણકાંપ. |
| કેસ્તુર ભવાન | ધાંગધ્રા. |
| શા. ગીરધર લહેરાભાઈ | ચુડા. |
| અમીચંદ વસ્તાભાઇ | ઇડર. |
| શા. ચુનીલાલ મંગળદાસ | સીનોર. |
| ઠક્કર હીરા કલ્યાણ | બીલખા. (કાઠીયાવાડ.) |
| રણછોડ ભુરાભાઇ | રાણપુર. |
| શા. મગનલાલ વેણસીભાઈ | ધોલેરા. |
| મેમણ ગની નુરમામદ | વીરમગામ. |
| ખતરી મોતીલાલ વલભદાશ | કડલાલ. |
| વૈદ્ય મણીભાઈ લક્ષ્મીશંકર | ભાવનગર. |
| રતીલાલ બેચર | રાણપુર. |
| ગાંધી મગનલાલ ગોપાળજી | માણસા. |
| મીયાં જમાલભાઈ દાદાભાઈ | પ્રાંતીજ |
| મેમણ અબદુલલતીફ તા' નહુમદ | જામનગર. |
| અતરવાળા નુરભાઈ ઈસમાલજી | જામનગર. |
| કરીમભાઈ આદમજી | બગસરા. |
| ભાઈ કરીમજી મુલ્લાં ઈસ્માલજી | જામનગર. |
| નાગોરી વીઠલજી મોહનજી | જામનગર. |
| ઇબરાહીમજી મુલ્લાં અમીજી | રાજકોટ. |
| છગનલાલ નરસીભાઈ | ગોધરા. |

| | |
|---|---|
| પાનવાળા છોટાલાલ કાસીરામ | વાડાશીનોર. |
| પટેલ કેશવલાલ ધનજીભાઇ | પાટડી. |
| ,, વનમાળી આતમારામ | પાટડી. |
| ,, જોઈતારામ પુંજાભાઈ | પાટડી. |
| જીવણલાલ દલસાભાઈ | પાટડી. |
| નથુભાઇ નરોતમ | પાટડી. |
| પુંજાભાઈ પરસોતમ | પાટડી. |
| જેસીંગભાઈ ભુરાભાઈ | વઢવાણકાંપ |
| શા. જીવરાજ ખીમચંદ | લીમડી. |
| વહોરા લુકમાનજી નુરભાઈ | વઢવાણકાંપ. |
| મીરજાં ગની બેગતકીબેગ | દોરા. (કાઠીયાવાડ.) |
| શેઠ સુલેમાન દાદાભાઇ | અમરેલી. (કાઠીયાવાડ.) |
| કેસરીમલ ડુંગરજી | દાહોદ. |
| જીવાભાઈ ઉસમાનભાઈ | જાબુંવા. |
| શા. ત્રીકમલાલ જેસીંગભાઈ | નડીઆદ. |
| રાઇચંદ ભકતીવીજયજી | માંડલ. |
| શેઠ હાજીતયબ અબુ | જેતપુર |
| ગોરધનદાશ ત્રીભોવનદાસ | જેતપુર. |
| શેઠ મેમણ આમદ સકુર | જેતપુર. |
| શેઠ મેમણ અલીહાજી તયબ | ધોરાજી. |
| લખમીચંદ વછરાજ | ધોરાજી. |
| ડુંગરસી જગજીવન | ધોરાજી. |

| | |
|---|---|
| ઇસમાલ ઈસાભાઈ | રાજકોટ. |
| ગુલાબચંદ મુળચંદ | પડધરી. (કાઠીયાવાડ) |
| મેસરી હીરજી ગોવિંદજી ગુપ્તા | પોરબંદર. |
| મોહનલાલ ભુરાભાઇ | ધોલેરા. |
| ચુનીલાલ લખમીચંદ | વઢવાણશહેર. |
| મનજી રાજપાલ | વઢવાણકાંપ. |
| ભોગીલાલ ભઇલાલ | બોરસદ. |
| મેમણ મીઠા ગુમાર | વાડાશીનોર. |
| મેમણ ઈસા મહમદ | ધોલકા. |
| મેમણ જુસફ સુલેમાન | લુણીધાર. (કાઠીયાવાડ) |
| પોપટલાલ શોભચંદ | વઢવાણશહેર. |
| લખમીચંદ રવચંદ | પાલણપુર. |
| કુંવરજી જાદવજી | પાલેજ. |
| નરોતમદાસ હરજીવનદાસ | અંકલેશ્વર |
| મેમણ ઇસમાઇલ નુરમહમદ | સુંથરામપુર. |
| ગોંડલવાળા જેઠાલાલ લીલાધર. | ગોંડલ. |
| વલમજી નેમચંદ | વાંકાનેર. |
| પીતાંબર શીવલાલ | પેટલાદ. |
| દેશાઇભાઇ કાળીદાસ | આણંદ. |
| બુદર હલુ | લખતર |
| મગનલાલ જશરાજ | વઢવાણશહેર. |

| | |
|---|---|
| લાલચંદ રાજપાલ | ધાંગધ્રા. |
| કાસમ અભા | ગોંડલ. |
| કેવળભાઇ ફકીરભાઈ | હાંસોટ. |
| નુરભાઈ ફજલઅલી | માણસા. |
| સેખ અબદુલરઝાક મુલતાની | સુંવાલી (સુરત) |
| જાનુમીયાં નબીમીયાં | ઉનાવા. |
| દાઉદભાઈ હૈદરઅલી | દાહોદ. |
| વોરા સુંદરજી ગટા | લીંમડી. |
| રાત ઉમેદ હીરા | કવેટા, |
| વેસમા અલીભાઇ હકીમજી | પ્રાંતીજ. |
| ઉનાવા તેજરામ સોનારાયણ | હૈદ્રાબાદ (દક્ષીણ) |
| જીભાઈ નાથાભાઇ | ખંભાત |
| કાદરભાઇ વાયદભાઇ | ડભોઈ. |
| કાળીદાશ વશરામ | મોરબી. |
| મહાસુખભાઈ ભઈજી | ગોધરા. |
| ખેતશીભાઈ છગનલાલ | કરાંચી. |
| ટી. ડી. પુરૂષોતમ એન્ડ કો | મદ્રાસ. |
| વોરા જીવાજી અલીભાઈ | ગોંડલ. |
| મેમણ સુલેમાન અલીભાઈ | બીલીમોરા. |
| કામદાર વનમાળીદાસ છગનલાલ | ભાવનગર. |
| મેમણ જીવા ઉસમાન | મેઘનગર. |

| | |
|---|---|
| ઠાકર ગણપતરામ ડાહ્યાભાઈ | મહુધા. |
| ચુનીલાલ હરનારાયણ | ગોધરા. |
| પટેલ મગનલાલ ચતુરભાઈ | સોજીત્રા. |
| પનજીભાઈ કસલચંદ | વઢવાણકાંપ. |
| શેઠ રતનજી કાવસજી ગાંધી | ભરૂચ. |
| મેમણ ગનીહાજી ખમીસા | જુનાગઢ. |
| કાસમ અભાભાઈ | ગોંડલ |
| સંઘજી કાળીદાસ | ગોંડલ. |
| ઉજમસી શોભાચંદ | વઢવાણકાંપ. |
| હરગોવન સંઘજી | લીમડી. |
| અમરસી શોમચંદ | લીમડી. |
| અબદુલલતીફ સુમાર | મેઘનગર. |
| અબદુલઅલી હસનઅલી | લખતર. |
| છગનલાલ અંબારામ | પાલેજ. |
| ડાક્ટર જકાઉદ્દીન નુરૂદ્દીન | આમોદ. |
| મગનલાલ ચતુરભાઈ | મુળી. |
| હસનઅલી ઈભરામજી | રાજકોટ |
| દલસુખ પ્રાણજી | હળવદ. |
| દેરાસરી મુળજી નાથજી | લુણાવાડા. |
| રણછોડ હરગોવન | ખંભાત. |
| ગાંધી બકુભાઈ હીરાચંદ | પાટણ. |

| | |
|---|---|
| ડાહ્યાભાઈ ડોસાભાઈ | મોરબી. |
| દલપતરામ ગૌરીશંકર | ભાણવડ. |
| ગીરજાશંકર પુરૂષોતમ | વીરમગામ. |
| અલીભાઈ આદમજી | જામનગર. |
| નારણચંદ હેમચંદ | જેતપુર. |
| ગુલાબચંદ મયાચંદ | દેવગઢબારીઆ. |
| કાસુમીયા લાલમીયાં | ઉંનાવા (ઉંઝા) |
| કાદરભાઈ અબદુજી | લુણાવાડા. |
| ચતરૂભુજ કાળીદાસ | વાંકાનેર. |
| લાધા દેવચંદ | વાંકાનેર. |
| કાળીદાસ નરોતમ | ડભોઈ. |
| છોટાલાલ હીંમતલાલ | અમનગર. |
| રેમતુલ્લા રસુલભાઈ | વાડાશીનોર. |
| મગનલાલ શીવલાલ | દાહોદ. |
| સાકરલાલ ઝુમકલાલ | દાહોદ. |
| જીવણ ખેતા બગડીયા. | બોટાદ. |
| ઓઘડ કાળીદાસ | બોટાદ. |
| ઓતમ રતનજી | થરાદ. |
| જીવરાજ માવજી | જંબુસર. |
| હાજીઅબુ નુરમામદ | ઉપલેટા. |
| ગુલામઅલી મહમદઅલી | શીખપુર. |

| | |
|---|---|
| અકબરઅલી શમશુદીન | એરનપુર. |
| રાયચંદ લાલચંદ | બરવાળા |
| ઈદરૂસ લાલભાઈ. | ગોધરા. |
| કાસમજી મહુમદઅલી | કડી. |
| અબદુલગની અત્તરવાળા | ખામનીચા. |
| મામદ સીદ્દી | બગસરા. |
| ત્રીવેદી બ્રધર્સ એન્ડકો | વડોદરા. |
| રામનારાયન ટેન્ડન | ઝાંસી. |
| નજરઅલી ગુલામહુસેન | ધાંગધ્રા. |
| મહુમદઅલી ઈબરાઈમજી | ઝાલોદ. |
| અંબાલાલ હીરાભાઈ | કઠલાલ. |
| ડામર ખોડીદાસ | ધાંગધ્રા. |
| ખોજા હાશમ સાવજી | ઉપલેટા. |
| દીપાશંકર લોકાકલાર્ક | મીરપુરખાસ. (સીંધ) |
| સરૈયા ચંદુલાલ નગીનદાસ | સુરત. |
| સેથમણુ અત્તરવાળા દીવાન બરાદી | હૈદરાબાદ(દક્ષિણ) |
| હીમતલાલ ભાઈચંદ | ડીસાકાંપ |
| મેસર્સ એમ. એમ. બ્રધર્સ એન્ડકો. | ડીસાકાંપ |
| મોરારજી ભગવાનજી | ચોટીલા. |
| અલીભાઈ મુશાજી | જામનગર. |
| રામશેવક બીહારીલાલ | નાંદોદ. |
| વીઠલદાસ ભગવાનજી | ભરૂચ. |

| | |
|---|---|
| નગીનદાસ ભુખણદાસ | ભરૂચ. |
| પોપટલાલ પરસોતમ | રાજકોટ. |
| નાથાલાલ ખુબચંદ | ભરૂચ. |
| બોબ્બે મદ્રાસ સ્ટોર્સ કુંપની | મદ્રાસ. |
| અબદુલા અબદેરહેમાન | ઉપલેટા. |
| બાકરભાઇ સમસુદીન | ઉમરેઠ. |
| દવે શીવશંકર નથુભાઈ | હળવદ. |
| જેઠાભાઈ માનચંદ | પાટણ. |
| અબદુલકરીમ ડોસમહમદ | વીશનગર. |
| ચતુરભાઇ બાપુજી | ઠાસરા. |
| જમાલભાઈ આદમભાઈ | કપડવંજ. |
| મુળજી મંછારામ | ઉમરેઠ. |
| ત્રીકમલાલ છગનલાલ | નડીઆદ. |
| મણીલાલ સોમેશ્વર | કપડવંજ. |
| ફતેભાઇ કમાલભાઈ | વસો. |
| સામલદાસ તુળસીદાસ | પ્રાંતીજ. |
| હાજી ઇસમાઇલ સાદી | ગોધરા. |
| કરીમભાઈ ગફુરભાઈ | પ્રાંતીજ. |
| વલીભાઈ ઉસ્માન | પેટલાદ. |
| લલ્લુ પીત્તાંબર | ચાંદોદ. |
| કસ્તુર ભવાંન | ધાંગધ્રા. |

| | |
|---|---|
| હુસેન વલી. | અમરેલી. |
| ઇસ્માલજી અજબશા | ગોધરા. |
| વલભદાસ કાળીદાસ | ગોધરા. |
| લતીફ સાલેભાઇ | ધોરાજી. |
| વહોરા કમરઅલી શેખઅકબરઅલી | સેવાલીઆ |
| નાનાલાલ બેચર | પાટણ |
| લતીફ યાકુબ | લુણીધાર |
| દામોદર નંદલાલ | ઝગડીઆ. |
| વાડીલાલ રઘુભાઈ | મુલી. |
| મેમણ અબરેમાન કાસમ | ઉપલેટા. |
| પીંજારા સુલેમાન હાજીઇશબ | ગોધરા. |
| શુકલ હરગોવીંદ મનસુખરામ | ઝાલોદ. |
| ઝરૈયા ચંદુલાલ નગીનદાસ | સુરત. |
| એ. જે. મહાત્રે | મુંબઈ (ભુલેશ્વર) |
| કુલકરણીની કુંપની | મુંબઇ (ગીરગામ) |
| હોનેસ્ટી એન્ડ કો | મુંબઈ (ગીરગામ) |
| પટેલ જીભાઈ નાથાભાઈ | ખંભાત. |

# સોલીડી ફાઈડ અત્તર.

## ( મલમના રૂપમાં અત્તર. )

આ મલમ શુદ્ધ તાજા ફુલના અર્કમાંથી બનાવવામાં આવ્યા છે. સુગંધમાં અત્તર કરતાં ચડે છે. નહાતી વખતે શરીરે ચોળવાથી સુખસ. ખસ, ચળ જેવાં દરદોને થવા દેતા નથી. ચહેરા ઉપર મસળવાથી મોઢા ઉપરના ખીલ થવા દેતા નથી અને ચહેરાને કાન્તીવાન કરે છે, માથા ઉપર ઘસવાથી મગજને સુગંધી આપી મગજને તર કરી માથાના દુખાવાને મટાડે છે. વાળને સુગંધ આપવા અથવા કાસમેટીક ને પોમેડમ વપરાય છે, તેના જગાએ આનો ઉપયોગ થઇ શકે છે. કેમકે તે વાળને સુંવાળા અને ચળકાટવાળા બનાવે છે.

### નામ

| | | | | | |
|---|---|---|---|---|---|
| હીના. | ગુલાબ. | કેવડા. | ખસ | પાંદડી. | મોગરા |
| ચંબેલી. | મુસ્કેકસ્તુરી. | ઉદ. | ચંપા. | બેલીયા. | મોતીયા |
| મુસ્ક. | નીરોલી. | પેટ્રોનાઆ. | બેલા. | બકુલ. | સુરંગી. |
| નાગચંપા. | બટમોગરા. | કસ્તુરી. | ગુલ્લસાન. | વાયોલેટ | પરફ્યુમરી |
| સોનચંપા. | પાંચોલી | રોઝ. | રેડરોઝ. | મધુરમાલતી | હાઉદી |
| મુસ્કેહીના. | મુસ્કેઅંબર. | પારીજાતક. | રસીકકામી. | યેલોરોઝ. | સોહાગ |
| માટી. | સુહાગ. | કેશર. | મજમુઆ | | કેતકી. |
| ગુલહીના | ગુલદાઉદી. | સેવતી. | અંબર. | | જસમીન |
| મોલસરી. | આફેસી. | લવન્ડર. | નારસીસ. | | વ્હાઇટરોઝ |
| દિલબહાર | મદનમસ્ત. | મોહીની. | પુસ્પમાલતી. | | લીલાક. |

નારંગી. મિસરોઝ. મોગરી. સુનેહરીકેતકી. દિલખુશ મુશ્કહીના.

શીશી ૧ ) નાની અડધા ઔંસના રૂ. ૦—૬—૦

મોટી બે ઔંસના રૂ. ૧—૦— .

**આ માલ ટપાલ રસ્તે મોકલી શકાય છે.**

અરબસ્તાન તુર્કસ્તાન, ઇરાન વિગેરે દેશમાં મોઢા ઉપર આ અત્તર ચોળીને નાહ્યા કરે છે અને તેથીજ તેમના ચહેરા સુંવાળા ખુબસુરત અને કાન્તીવાન રહે છે. વળી આ અત્તરનો આ દેશમાં દિનપ્રતિદીન ઉઠાવ વધતો જાય છે ને તેનો ઉપયોગ આ લોકોની પાસેથી મેળવી આફ્રીકાના કાળા લોકો પણ કરવા લાગ્યા છે જેથી તેમની ચામડીના રંગમા ફેરફાર થવા લાગતાં કાન્તીવાન બનવા લાગ્યા છે. એથી જેઓ પોતાના ચહેરાને ખુબસુરત બનાવવા ચાહતા હોય તેઓને અમે આ અત્તર વાપરવાની ખાસ ભલામણ કરીએ છીએ.

---

## સુરમા.

આંખની બળતરા, ઝાંખ, છારી, પડળ, શરૂઆતનું ફુલું અને શરૂઆતનો મોતીઓ, નજરનું ટુંકાપણું, પાણીનું ઝરવું, વગેરે દરદોને મટાડે છે. જુદા જુદા નંબરના સુરમા જુદી જુદી અસર કરે છે. વધુ વિગત માટે સુરમા વિષે ખુલાસાપત્ર અંદરની હકીકત વાંચો.

કીંમત આના ૮, આના ૧૨ અને ૧ રૂપિયો છે.

**દીલીવાળા લાલા બીશનદયાળ ધરમદાસ—અમદાવાદ.**

## મધ્યમ કવાલીટીના ચોખ્ખા સુખડના તેલને
## તાજા ફુલની સુગંધી આપી
## તૈયાર કરેલાં અતરો.

ગુલાબ, કેવડો, મોતીઓ, ચંબેલી, હીના, જુઈ મોલસરી, ગુલહીના, ચાંદની, ખસ, માટી સુહાગ, કેશર, મજમુઆ, શાહનાજ, સુરૈયા અંબર, ચંપા, નાગકેશર, નારંગી, ગુલછાવડી, સુરંગી, માલતી, નારગીસ વિગેરે. ભાવ.

તોલા ૧ ) ના રૂ. ૪—૦—૦, ૩—૦—૦, ૨—૦—૦, ૧—૦—૦

## સુગંધીદાર જળ જેવાં કે ગુલાબજળ વિગેરે.

આ સુગંધીદાર જળો ( જળ ) મિજલસ જેવા પ્રસંગે છાંટવાના કામમાં, મીઠાઈમાં અને દવાના કામમાં વપરાય છે.

| ગુલાબજળ બાટલીમાં | | | | કેવડાજળ બાટલીમાં | | |
|---|---|---|---|---|---|---|
| નંબર | ચારઔંસ | બારઔંસ | ચોવીસઔંસ | નંબર | બારઔંસ | ચોવીસઔંસ |
| ૫૦ | ... | ૦—૮—૦ | ૦—૮—૦ | ૫૦ | ૦—૪—૦ | ૦— —૦ |
| ૧૦૦ | ... | ૦—૬—૦ | ૦—૧૨—૦ | ૧૦૦ | ૦—૬—૦ | ૦—૧૨—૦ |
| ૫૦૦ | ૦—૪—૦ | ૦—૮—૦ | ૧—૦—૦ | ૫૦૦ | ૦—૮—૦ | ૧—૦—૦ |
| ૧૨૦૦ | ... | ૧—૦—૦ | ૨—૦—૦ | ૧૨૦૦ | ૧—૦—૦ | ૨—૦—૦ |
| ૨૦૦૦ | ... | ૧—૮—૦ | ૩—૦—૦ | ૨૦૦૦ | ૧—૮—૦ | ૩—૦—૦ |
| ૩૦૦૦ | ... | ૨—૦—૦ | ૪—૦—૦ | ૩૦૦૦ | ૨—૦—૦ | ૪—૦—૦ |

દીલીવાળા લાલા બીશનદયાળ ધરમદાસ—અમદાવાદ.